

# રાત પડતી હતી

લેખક

શ્રી. નિરુ દેસાઈ



ગતિ

ગતિ ગ્રંથમાળાના પ્રથમ વર્ષના આ ત્રીજા પુસ્તકને પ્રગટ કરતાં અમને એ બાબતનો સંતોષ છે કે ગ્રંથમાળાને અને એની ઇતર પ્રવૃત્તિ 'રેખા'ને ગૂજરાતે આવકાર્યાં છે. એ આવકારથી ઉત્તેજિત થઈને અમે આવતા વર્ષની યોજના નક્કી કરીએ છીએ. જાન્યુઆરીની પહેલીએ પ્રગટ થનાર નવા પુસ્તક 'જરા મોટેથી'ની સાથોસાથ આવતા વર્ષનાં પુસ્તકો, લેખકો, એ પ્રકાશનોનાં વૈવિધ્ય વિગેરે બાબતો અમે વાચકો આગળ રજૂ કરી શકીશું.

એ દરમિયાન ગ્રંથમાળામાં આવતે વર્ષે કેવાં પુસ્તકો અપાવાં જોઇએ એ વિષે પોતાના અભિપ્રાય અને પસંદગી અમને મોકલી આપવા વાચકોને અમે આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ.

૧ લી નવેમ્બર ૧૯૩૯ ગતિ અને રેખા

"રાત પડતી હતી" એ નવલકથા કેવી છે તેનો નિર્ણય કરવાનું વાચકોની વિવેકશક્તિ ઉપર છોડી દઇ મારે જે કહેવાનું છે તે ટૂંકમાં કહી દઉં.

આમાં આલેખાયેલું જીવન વાસ્તવિક છે તેની વાચકોને હું ખાત્રી આપું છું. સૂગ ચઢાવીને પણ આવા લત્તાઓમાં હું રખડયો છું. પહેલે દિવસે અર્ધા કલાકમાં જ આને ગંદકીરૂપ માનીને ત્રાસીને હું ભાગી આવ્યો હતો. પણ પુનઃ ત્યાં ગયો. એક વાર, બે વાર અને મારી સૂગ ચાલી ગઈ. કેટલાક મિત્રોની સાથે હું આ જગતના માનવીઓના પરિચયમાં આવ્યો. તેમની સાથે સાવ નિકટમાં રહેનાર વ્યક્તિઓ—લબાડ, મવાલી, હરામખોર કહી શકાય તેવી—ને સ્વમુખે મેં આ જીવનની કથનીઓ સાંભળી અને મને અજનવી દુનિયાનાં દર્શન થયાં.

એ દુનિયામાં જડતા નહતી. ક્રૂરતા નહતી. લાગણીવિહીન નિષ્ઠુરતા નહતી. ત્યાંય માનવતાએ સભર સંમૃદ્ધ માનવહૃદયો જોવાં મળ્યાં. રાતે ઝગઝગતા દીવા નીચે યંત્રોની પેઠે જીવતા આ શરીરોની ય એક દુનિયા હતી, એક સમાજ હતો—જ્યાં દિલ અને લાગણીનાં સરોવરો ભરેલાં પડયાં હતા. "રાત પડતી હતી" આમાંથી જન્મી છે. તેમાંના કેટલાક પાત્રો આજે ય ઝીણવટથી જોનારને મુંબાઈમાં મળશે તેની હું ખાત્રી આપું છું.

ગુજરાતીમાં વેશ્યાજીવનને અંગે બે પુસ્તકો મારી જાણમાં છે ત્યાં સુધી લખાયા છે—' પૂર્ણિમા ' અને ' બરમાંગના '. બન્નેના સંદેશ જૂદી જાતના છે. એક ત્રીજા પ્રકારનો પાઠ આમાં મેં રજૂ કર્યો છે. આ જીવન સામે ઝઝૂમી ન શકાય—અને એ ઝઝૂમવું તો સમાજની આર્થિક રચના સામે ઇન્કિલાબ પોકારી તેનો વિનાશ કરી નવા સમાજનું સ્થાપન કરીને જ શક્ય છે—તો તે તરફ પૂરેપૂરો સમભાવ બતાવી તેને એજ રીતે ચલાવવા મારું એક પાત્ર નક્કી કરે છે—ધંધાને ધંધાની દૃષ્ટિએ ચલાવી, તેમાં પડેલાંઓને સહાયરૂપ થવું એ આ પાત્રનો ઉદ્દેશ છે.

આ વાર્તા ઉપર આવા જ વિષયનાં અંગ્રેજીમાં લખાએલાં પુસ્તકોની છાપ છે જ–'Yama''Scape-goat Dances' 'Low Company' 'To beg I am ashamed' વગેરે પુસ્તકોની અસર આમાં ક્યાંક ક્યાંક જરૂર દેખાશે.

કનૈયાનું પાત્ર અને તેના જીવનના કેટલાક પ્રસંગો "Scape-goat Dances" માં આવતા ' મુનશાઇન ' નામના પાત્ર અને પ્રસંગો ઉપરથી લીધાં છે. કાનન પણ તેમાં જ આવતી 'વેલ્ના' જેવી થોડેક અંશે છે.

પુસ્તક અંગે આભાર તો માનવો રહે છે મુંબાઈના મારા મિત્રોનો ( નામ નથી દેતો ) જેમણે મને મારા પાત્રોના પરિચયમાં લાવીને મૂક્યો, અને આ પાત્રોનો જેમણે શરુઆતમાં મારી ઠેકડી કરવા છતાં મને તેમના જીવનમાં ઉંડો ઉતરવા દઇ હૃદયમાં રમતી માનવતાનાં દર્શન કરાવ્યાં.

નિરુ દેસાઈ

## પ્રકરણ ૧ લું

### ૧ ]

અંધારાની આંખો જેવી રાત પડતી હતી.

અને આ લત્તામાં દિવસનો પ્રકાશ પથરાતો હતો. દિવસે ત્યાં માનવીનાં પોપચાં રાતના ઉજાગરાના ભારે અધ-બીડાયેલાં રહેતાં. સીધી લીટીએ દોડી જતી નિર્જનતાને, રસ્તાની વચ્ચે થઈને જતી ટ્રામનો ખટખટ અવાજ કે અછૂતના મહોલ્લામાં થઈને જતા સનાતનીની માફક નાકની સૂગ ચઢાવી જતા એકલ દોકલ રાહદારીના જોડાનો અવાજ, ગતિભંગ બનાવી દેતો.

આકાશમાં સંધ્યાની ચુંદડીના લીરા ઉડતા અને અહીંયાં પરોઢ પડતી. બારીઓ પર નવા ચક, નવા મોહક પડદા ટીંગાડાતા બારીઓમાંથી અર્ધનગ્ન તસ્વીરોની હારમાળા આછી આછી જણાવા માંડતી. બારીએ ખુરશી ઉપર બેસી તાપથી દાઝી ગયેલા ફૂલની ફ઼ કાચ જેવા દેહસૌન્દર્યને દીપ્તિવાન બનાવવા માથામાં કોઈક તેલ

સીંચતું. કોઈક કાંસકા વડે કેશ ઓળતું અગર તો ફૂલની વેણી ગૂંથતું. ઓરડામાં પ્રકાશ પાથરતા વીજળીના દીવા સાથે જાણે હોડ બકતા હોય એમ અંગ ઉપર પાવડરના રંગનાં ડુંગર ખડકાતા.

ત્યાં રાત્રે જ ધમાલ જણાતી. ચેતન જીવંત સ્વરૂપે રમવા નીકળ્યું હોય તેવી તીવ્ર ધમાલ ત્યાં રહેતી. માણસો—અનેક પ્રકારના, અનેક સ્વભાવના, અનેક વયના—એકાદ બે ક્ષણની સનમો શોધવા ત્યાં આવતા. દિવસે કોઈ પણ ઠેકાણે—માત્ર શેર બજાર કે રૂ બજારને કે કોઈ જાહેર સભાને અપવાદરૂપ ગણીએ—આટલો શોરબકોર, આટલી માથાઝીક, આવી લેણદેણ જણાતી નહિ.

આવા લત્તામાં નસરવાનના રેસ્ટોરાંને સૌથી વધારે કમાણી હોય તે સ્વાભાવિક હતું. પેલી રમણીઓને કોઈકવાર પણ ઘરાકીના અભાવની મુંઝવણ સાલતી. પણ નસરવાનનો તો એકે ય દિવસ કમાણી વગર ખાલી ન જતો.

દિવસે નસરવાન પોતાના નાના ભાઈને બેસાડી ઊંઘ્યા કરતો. તેની પોતાની કામગીરી પેલી નાજનીનોની જયમ સંધ્યાકાળે જ શરુ થતી. રાતનો ધંધો જોખમભર્યો હતો. જાત હાજરી સિવાય ચાલતું જ નહિ, અને જયારે એની દુનિયા પર રાતના ઓળા પથરાતા ત્યારે—રાતના ચાર પાંચ વાગે—બારણાં અટકાવી રેસ્ટોરાંની ખુરશીઓ ઉપર તે લંબી ખેંચતો.

નસરવાનને ગ્રાહકો તરફ ખાસ પ્રીત તો હતી જ નહિ. ત્યાં આવનાર ઘરાકોમાં ભાગ્યે જ કોઈ તેની અદબ રાખતું. કેટલાક જો નશો કરીને આવ્યા હોય તો નસરવાનને ગાળો સંભળાવવામાં બાકી જ ન રાખતા. નસરવાનની ધીરજ આખરે ખૂટી જતી અને તે બધાને—એમની જ રીતે—કાન પકડી ધક્કા મારીને બહાર કાઢતો.

જીંદગીનાં ચાલીસ વરસ બીજાની નોકરી કરવામાં તેણે ગાળ્યાં હતાં. માથે ને મૂછે સફેદ મોવાળાં ડોકાયાં ત્યાં સુધી સેવેલાં સ્વપ્નાંઓની

સિદ્ધિ સમીપ આવતી તેણે જોઈ નહિ. બીજાઓની માફક તેને પણ મહત્વાકાંક્ષા હતી: રેસ્ટોરાંના માલિક થવાની. ન્યાતજાતમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની. છેલ્લાં ત્રણ વર્ષમાં તેની આ મહત્વાકાંક્ષા મહદ્ અંશે બર આવી. આ ગાળામાં તે માલિક થઈ ચૂકયો હતો. તેની ઇચ્છા એકાદ સારા લત્તામાં રેસ્ટોરાં શરૂ કરી માનઅકરામ મેળવવાની હતી. પણ એવા પ્રતિષ્ઠિત લત્તામાં મકાનનું અસહ્ય ભાડું અને ખર્ચાળ ફરનિચર તેના ગજવાને અનુકૂળ આવે તેવાં ન હતાં. આખરે તેને આ લત્તો પસંદ કરવાની ફરજ પડી.

આ નવાં રેસ્ટોરાંમાં ફરનિચર પ્યાલા, રકાબી બરણીઓ અને બીજા સાજ ગોઠવાતા અને નસરવાનના અંતરમાં આનંદના ઓઘ ચઢતા. અભિસારિકા પ્રણયીને મળતાં જે અપૂર્વ આત્મસંતોષ અને ઉલ્લાસ અનુભવે તેવાં જ નસરવાને અનુભવ્યાં. અને એવા જ ઉત્સાહે એ મૂંગો પણ બનતો.

આવા લત્તાનાં રેસ્ટોરાંના ભયસ્થાનો ઓછા નહોતા. ગમે તેવા માણસો આવતા ને તેમના જાડા, બરછટ અવાજે રેસ્ટોરાંમાં કોલાહલ મચાવતા, ટેબલ ઉપર અને નીચે ચહા ઢોળતા, સિગારેટ બીડીની રાખ વાળતા અને ગંદુ ગંદુ કરી મૂકતા. નસરવાન તેમને સહમજાવવાના બીજા પ્રયત્નો કરતો. મવાલીઓ અને લુચ્ચા લફંગાઓ, ઓરતોના દલાલો અને ઘરરખ્ખાઓ કેટલીયવાર અહીં તોફાન મચાવતા. અઠવાડિયામાં બે વાર તો તેનાં રેસ્ટોરાંમાં અચૂક તોફાન થતું અને નસરવાનનો સાતમે આસમાને પહોંચી જતો રોષ પણ પોલિસ ઇન્સ્પેકટરનો રાજીપો વહોરી લેવામાં નિષ્ફળ નીવડતો.

તેમાંય વળી છેલ્લા બનાવે તો હદ કરી હતી. તેની નજીકના જ કુટણખાનામાં પોલિસે દરોડો પાડયો. કોણ જાણે કયાય ગામમાંથી ભગાડી આણેલી બે છોકરીઓ અને તેમાં

સંડોવાએલા બે માણસોને તેનાં રેસ્ટોરાંમાંથી જ ગિરફતાર કર્યા ત્યારથી પોલિસની નજર તેના ઉપર કરડી બની હતી. પોલિસ ઈન્સ્પેક્ટરે તેને બોલાવી ચેતવણી આપી હતી.

"જો ! નસરવાન ! તારા આ કામાં સારાં નથી. આવા ધંધા છોડી દેજે નહિતર આઠ દશ વર્ષ ચૂનો ટીપતો થઇ જઇશ."

"પણ સાહેબ !" નસરવાને સાહેબને રીઝવવાના કરેલા પ્રયાસો સફળ ન થયા. તે દિવસથી રોજ રેસ્ટોરાંની સામે જ પોલિસ જણાતો.

નસરવાને રેસ્ટોરાંને વધારે સુઘડ અને સંસ્કારી દેખાડવા એકાદ બે દિવસ જબ્બર પ્રયાસો કર્યા. ગમે તેવા માણસોને તે અંદર પેસવા જ દેતો નહિ. નામચીન મવાલીઓને તેણે વિનવીને બહાર રાખ્યા. પણ એકાદ બે દિવસ પછી તો રેસ્ટોરાં પાછું જેવું હતું તેવું ને તેવું બન્યું.

નસરવાન સાવ પ્રમાણિક કે નિર્દોષ હતો તેમ તો કેમ કહી શકાય ? એકલા રેસ્ટોરાંનો જ ધંધો તેને ત્યાં નહોતો ચાલતો. ચોરેલો માલ સંઘરવામાં તે હવે એક્કો થઇ ગયો હતો. કેટલાક ચોરો તો તેને ત્યાં જ માલ મૂકી જતા અને ખૂબ ઓછા પૈસા આપી તે સારો લાભ ઉઠાવતો. આ ત્રણ વર્ષમાં આ રીતે તેણે સારી દોલત મેળવી હતી.

## [ ૨ ]

ગાયકવાડ રાતે અગ્યાર વાગે રેસ્ટોરાં આગળ આવી પહોંચ્યો. પગમાં નવા બૂટ હતા: હાથમાં સોટી હતી. અર્ધી બાંયની કફની અને લેંઘામાં તેનું સુપુષ્ટ બદન દીપી ઊઠતું હતું. તેની ઝીણી ચમકદાર આંખો, ચપટું નાક, શીળીવાળો ચહેરો—તેની

૨૯૭૩૬

અંધારુ પ્રગટ કરતા હતા. આજુબાજુ, દૂર સુધી તેણે નજર કરી.

લાંબે સમયે તે આ દુનિયામાં પાછો આવતો હતો. પોતીકું માણુસ જોઇ માણુસ આનંદી બને તેમ તેણે સંતોષનો ઊંડો શ્વાસ લીધો. આ દુનિયા તેને ખૂબ જ પરિચીત હતી. અહીંયાં તેની દુલારી હતીઃ ત્યાં પેલી લક્ષ્મી હતી; ખૂણે કલ્લુ રહેતો હતો, તો જરાક જ દૂર રતિલાલ હતો. આ દુનિયાના માણુસો જ નહિ, કૂતરાંઓ પ્રાણીઓ પણુ તેના દોસ્ત બની ગયાં હતાં. એકએક ઇમારત, એકએક ખંડ–સહુમાં તેની યાદ ભરી હતી.

તેણે અંદર પગ મૂકયો ને તુરત જ નસરવાનની નજર તેના ઉપર પડી.

"ઓહો ! ગાયકવાડ ! સરકાર ઘણે લાંબે વખતે ?"

"બહુ દિવસ થયા નહિ ? વડોદરા ગયો હતો."

"કેમ ? કોઇ નવી ચલ્લી મળી ગઈ હતી કે શું ? કપડાનાં ભપકા પરથી તો એમ જ લાગે છે." બારીકાઈથી નવા ઇસ્તરીબંધ કપડાં તરફ નજર કરી, હસતાં હસતાં નસરવાન બોલ્યો.

"એવું ખરું જરા." બોલવામાં તેની ચાલાકી છૂપી નહોતી રહેતી.

"તે સરકાર ગાદીએ ચઢવાના હતા તે માટે ગયા હશો ! તે તમારી બિરાદરીના, નહિ ?"

નસરવાને મશ્કરી કરી. ગાયકવાડ ગંભીર હતો.

"આ વખતે બરોબર દાવ બેઠો નહિ. અહીંથી કેટલીય છોકરીઓને લઇ ગયેલો. એમ હતું કે ત્યાં આટલા બધા માણુસો ભેગા થવાના. માલદાર અને અમીરો આવવાના. એ બધાને બિચારા

છોકરીઓને અગવડ ન પડે તે માટે ફક્કડ ગોઠવણ કરેલી. પણ સાલા કોઈ પૈસા જ ન કાઢે!"

"કેમ ખરચ માથે પડયું?"

"ના ના! એમ તો આ ગાયકવાડ શીશામાં ઉતરે તેમ નથી. ખરચ નીકળી ગયું. થોડાક પૈસા પણ મળ્યા પણ ધાર્યાં જેટલું ન મળ્યું."

"ત્યાં રહ્યો કેટલો વખત?"

"ત્રણેક મહિના તો ત્યાં જ ગયા. બીજા બે મહિના આજુ-બાજુ જવામાં ગયા. ખાસ્સો છ મહિને અહીં પાછો આવું છું. કેમ કાંઈ નવાજુની?"

"ના! ખાસ કાંઈ નહિ! પેલી લક્ષ્મી જેલમાં ગઈ."

લક્ષ્મી ઉપર ગાયકવાડનો સ્નેહ હતો. પ્રૌઢા હોવા છતાં ય લક્ષ્મીમાં એક જાતનું આકર્ષણ હતું.

"કેમ?" ગાયકવાડને કુતૂહલ થયું. દુઃખ પણ થયું. અહીં આવ્યો ત્યારે સૌથી પહેલાં લક્ષ્મી પાસે જ જવાનો તેનો વિચાર હતો.

"હીરાનો દલાલ છે ને પેલો મુન્નીલાલ—તે બેએક છોકરીને પકડી લાવેલો. પોલિસની તેમના ઉપર કડક નજર હતી. તેમના ઘર ઉપર ધોંસ આવવાની હતી તે જ દિવસે હીરા લક્ષ્મી પાસે ગઈ અને તેને કરગરીને બન્ને છોકરીઓને તેને ત્યાં મૂકી આવી. પોલીસે બન્ને ઘર ઉપર દરોડો પાડયો. લક્ષ્મી પકડાઈ ગઈ. અને નવાઈ તો એ છે કે અદાલતમાં તેણે હીરાનું નામ પણ ન દીધું. વકીલે તેને સાચી વાત કહી દેવા ખૂબ સમજાવી પણ લક્ષ્મી કબૂલ ન થઈ. એ તો કહે મેં હીરાને બોલ આપ્યો છે. તેને હવે દગો કેમ દેવાય?"

"કેટલી સજા થઈ?" ગાયકવાડનો અવાજ નરમ બન્યો હતો, તેનો જુસ્સો, અભિમાન, બેપરવાઈ બધું જાણે ક્ષણભર માટે દૂર ભાગી ગયું હતું.

"ત્રણ સાલની."

"હં..." કશોય જવાબ આપ્યા વગર ગાયકવાડ અંદર ટેબલ પાસે જઇને બેઠો. આજુબાજુના ટેબલ ઉપર લોકો ભરાએ જતા હતા. વરધીઓ અપાતી હતી; ચહા આપનાર છોકરો આમ-તેમ દોડાદોડી કરતો હતો. જગતની તમામ ગંદકી, તમામ ભયંકરતાના નિચોડસમી આ દુનિયા ઉપર નફરત દર્શાવતી સિગારેટની ધૂણી સહુના મ્હોંમાંથી નીકળતી હતી.

તેણે એક લેમન મંગાવી અને સ્ટ્રો વડે પીવા માંડી.

## [ ૩ ]

એક પરિચિત અવાજે તેની વિચારમાલા તોડી. રેસ્ટોરાંમાં બેઠેલા સહુના અવાજને ભેદતા ઊંચા ઘૂંટાએલા અવાજે એક માણસ બોલતો હતો.

"એ સાલો હરામખોર! મારા હાથમાં આવે તો તેનું હાડકું હાથમાં ન આવવા દઉં."

ગાયકવાડે નજર ફેંકી. બોલનારને અવાજ ઉપરથી જ તેણે પારખી પાડયો હતો.

તે હતો મહમ્મદ; આ ગલીઓનો આગેવાન મવાલી. પ્રચંડ બદન, વિશાળ છાતી અને ભયંકર ખૂની આંખોઃ આટલું જોઈ ભલભલા ડરતા અને તેને ખુશ રાખતા. કોઈ તેને સતાવતું નહિ.

પોલિસ પણ તેનાથી ડરતા અને લત્તાની સ્ત્રીઓ તેની હસીખુશી પામવા સદાય ઈંતેજાર રહેતી.

ગાયકવાડને જોતાં જ તે એ તરફ ગયો.

"અરે ! ગાયકવાડ !" મહમ્મદના મુખ ઉપર આશ્ચર્ય હતું. "તું આવી ગયો, કયારે દોસ્ત ! અરે એઇ છોકરા ! બીજી એક લેમન તો લાવ." મહમ્મદે ઝપાટાબંધ વાકયો ઉચ્ચારી નાખ્યા. ખુરશી ખસેડી તે ગાયકવાડની છેક સોડમાં જઈ ને બેઠો.

"કેમ મહમ્મદ ! વેપાર ધંધા કેવા ચાલે છે ?" જરા હસીને ગાયકવાડે કહ્યું. વેપારધંધાનો અર્થ સ્પષ્ટ હતો. લોકો ઉપર દાદાગીરી કરીને સિફતથી માલ ઊઠાવી લઇ મહમ્મદ વેપાર ચલાવતો.

"નસરવાન શેઠને જ પૂછી જોજેને ! કયારે આવ્યો ?" તેના અવાજમાં સમભાવ હતો.

"આજે સવારે."

"કેમ પૈસા બૈસા માર્યા ખરા કે નહિ ?"

હોઠ ઉપર લોલુપતાથી જીભ ફેરવતો મહમ્મદ બોલ્યો. ગાયકવાડની ચાતુરી તે જાણતો હતો એટલે તેની સાથે તેણે સારાસારી રાખી હતી.

"ખાસ નહિ."

"હત્તતારીની" મહમ્મદે મ્હોં મચકોડયું. "મને ન મળ્યા હોત તો એકાદ બેને જન્મ ભેગા કરી દેત."

"અને પછી જેલ ભેગો થાત, એમને !"

મહમ્મદની આંખ આગળ જેલમાં વીતાવેલાં બે વર્ષો આવ્યાં તેનું દિલ કમકમી ઉઠયું.

" હા ! યાર. " તે સાવ ઢીલો થઈ ગયો. " હજીય હાથ ઉપરથી રસીના ડાઘ ગયા નથી."

બંનેએ વડોદરા વિષે, ત્યાંના ધંધાપાણીની હવા વિષે વાતો કરવા માંડી.

બહારનો રસ્તો તેમને બરાબર દેખાતો હતો. પગથી ઉપર દીવા નીચે એક છોકરી બેઠી હતી.

"કેમ નજર પડી ?" અચાનક મહમ્મદે આંગળી ચીંધી ગાયકવાડનું ધ્યાન ખેંચ્યું.

ગાયકવાડે જોયું. છોકરીની બહાવરી, ભયવિકળ આંખો આમતેમ ફરતી હતી. તેણે માત્ર એટલો જ ઉત્તર વાળ્યો. "હં" તેનું મન પાછું લક્ષ્મી ઉપર દોડી ગયું હતું.

"ચાલ ઉઠ" બાવડું પકડી મહમ્મદે તેને ઊભો કર્યો.

બન્ને જણા પેલી છોકરી પાસે જઈ પહોંચ્યા. છોકરી ગભરાઇને પાછી હટી. તે અહીંથી સાવ અપરિચિત હોય તેમ બન્નેને લાગ્યું.

"કેમ આમ ડરે છે શું ?" અવાજમાં બની શકે તેટલી મીઠાશ લાવી મહમ્મદે પૂછ્યું.

"આજે જ અહીંયાં આવી ચઢી લાગે છે ! કોઈને ઓળખે છે અહીં ?"

"હું અહીંયાં કોઇને ઓળખતી નથી." છોકરીના સુમધુર કંઠમાં ભયની ધ્રૂજારી હતી. "ચાકરી શોધવા આવી છું."

"અહીં મુંબાઇમાં ! તેં મોટી ભૂલ કરી. અહીંયાં તો કેટલાય માણસો બેકાર ફરે છે. ત્યાં તને અજાણીને નોકરી કોણ આપશે ? આટલા મોટા શહેરમાં તો જાત જાતના માણસ રહ્યા. સારાં,

અને નરસાં. ખરાબ માણસને હાથે ચઢી જઈશ તો તારી અસ્મત તો શું, તારા જાનની પણ સલામતી નહિ રહે."

મહમ્મદના શબ્દોની અસર છોકરી ઉપર થતી હતી. ગાયકવાડ આ યુક્તિ જોઇ ચકિત થઇ ગયો.

છોકરીની આંખમાં આંસુ આવ્યાં. મહમ્મદની વાતથી તેનો ભય વધી ગયો હતો. મહમ્મદે આગળ ચલાવ્યું, "તને આવા શહેરમાં એકલી કેમ મૂકાય? જુવાન છોકરીઓને માથે તો ઘણો ભારે ભય છે. ને નોકરીને બાને તને ફસાવી જશે. ચાલ તને હું સારા ઠેકાણે પહોંચાડી દઉં."

છોકરીની શૂન્ય આંખો જાણે આ વાગ્ધારા પાછળના ભયંકર દશ્યો પર મીટ માંડી રહી હતી.

"જો! હમણાં થોડા દિવસ તું મારે ત્યાં રહેજે. મારી બીબી હમણાં બહારગામ ગઇ છે. હું તારા માટે નોકરીની તલાશ કરીશ. ત્યાં સુધી તું ખાજે પીજે. ખાધું પણ નથી લાગતું. કેવી દુબળી થઇ ગઈ છે!

છોકરીની આંખમાં ચમકારો આવ્યો. આભારવશ બની આ સહાયક મિત્ર તરફ તે જોઇ રહી.

"મારું નામ કાનન" તે બોલી અને ઊભી થઈ.

ગાયકવાડ આ નવા શિકારને જતાં ક્યાંય સુધી જોઈ રહ્યો.

# પ્રકરણ ૨ જું

## [ ૧ ]

મહુમ્મદ અને કાનન દષ્ટિમર્યાદાની બહાર ગયા ત્યાં સુધી તે દીવા નીચે જ, આજુબાજુ વીજળીવેગે દોડતી દુનિયાના ગતિમાન યંત્રોની ધમાલ જરાય સ્પર્શતી ન હોય તેમ શાંત, નિશ્ચલ બની તે ઊભો રહ્યો. કેટલાય નિર્દોષ જીવોને રહેંસી નાખનાર આ સમાજનું તેય એક અંગ હતો. તેને આ તરફ નફરત દર્શાવવાનો શો હક્ક હતો?

નસરવાનના રેસ્ટોરાંમાં પાછા જવાનો તેણે વિચાર કર્યો. પણ તેના પગ એ દિશા તરફ જવા ઉપડયા તે જ વખતે કોઈએ તેના ખભા ઉપર હાથ મૂકયો. હાથના મૃદુ સ્પર્શે ગાયકવાડ ચોંકયો.

"કોણ?" તેણે પાછા વળી જોયું. એક સ્ત્રી હસતી હસતી ઊભી હતી.

"કોણ રામકુંવર? અહીં કયાંથી?" તેને વિસ્મય થયું. રામકુંવર અહીંયાં નહોતી રહેતી. તેની જગા બીજે હતી. તે

આનારી હતી. તેમનો વર્ગ અહીંનાં કરતાં થોડો ઉંચો ગણાતો. બજારુ સ્ત્રીઓના વર્ગ તરફની તેમની સૂગ રામકુંવરે કેટલીય વાર વ્યક્ત કરી હતી.

"હું હમણાં હમણાંની અહીં આવું છું. ચાલ! મારે ત્યાં."

બન્ને જણા ચાલ્યા. રામકુંવરના શરીર તરફ ગાયકવાડે ઝીણી નજર કરી. રામકુંવરે આંખમાં કાજળ આંજ્યું હતું. હોઠ ઉપર લિપસ્ટિકનો લાલ રંગ હતો. મ્હોં ઉપરની ઘઉંવર્ણી શ્યામતા પાવડરના રંગ નીચે છૂપાવી દીધી હતી.

"તને નવાઇ લાગતી હશે નહિ ગાયકવાડ! પણ મારો છુટકો નહોતો. પૈસા તો કોઇપણ હિસાબે મળવા જ જોઇએ ને! તેમાંય મારો ભાઇ અહીંયાં આવ્યો છે. સ્વભાવે કવિ છે. બેઠો બેઠો વાંચ્યા કરે છે, કવિતા લખ્યા કરે છે. મારે તેને હેરાન નથી કરવો. ઘેર મા અને નાની બહેન છે, તેનો ગુજારો થતો નથી. એટલે તે અહીંયાં રળવા આવ્યો છે– એ બધાનું પોષણ કરવું જોઈએ અને છતાં મારે ભાઇને એ જંજાળમાં પાડવો નથી. અહીંનું ઘરનું અને ભાઈનું તમામ ખરચ ગાવામાંથી તે ક્યાંથી નીકળે? એટલે અહીંયાં પારવતી સાથે ગોઠવણ કરી છે. રોજ એકાદ બે કલાક આવી જાઉં છું. હવે મારો ગાવાનો વખત થયો એટલે પાછી ચાલી."

રસ્તાની ગલીઓ એક પછી એક પગ નીચેથી ચાલી જતી હતી. રસ્તાનો ભભકો ગલીઓમાં સુંદર કલાકૃતિનાં બાલિશ અનુકરણ જેવો લાગતો હતો.

રામકુંવરનો આખોય ઇતિહાસ ગાયકવાડની નજર આગળ તરી આવ્યો. લખનૌ પાસેના એક ગામમાં તેનું વતન. તે નાની હતી ત્યારે જ તેના પિતા ગુજરી ગયા હતા. કુટુંબીજનો ખભા ચડાવી દૂર રહેતા અને આ નાના કુટુંબને રહી સહી ખેતી ઉપર

કે બીજાની ખેતી મજુરી કરી ગુજારો કરવો પડતો. આ પારાવાર મુશ્કેલીઓમાં ચાર વર્ષ વીતાવ્યાં ત્યાં નવીન સંકટ આવ્યું. સુંદરને–એ વખતે એ રામકુંવર નહોતી–ગામના એક જુવાન સાથે પ્રીત થઇ. લગનના કોલ આપસઆપસમાં દેવાયા અને લગ્ન થયાં પહેલાં દેહ દેવાયા. જવાને વચન પાળવાની ના કહી. સુંદર આગળ મૃત્યુ અને જીવન વચ્ચે પસંદગી કરવાની આવી. તેણે જીવન પસંદ કર્યું અને એક રાત્રે ઘરમાં સહુને કહી ગામ છોડી ચાલી નીકળી. બાળકના જન્મ સુધી તે આમતેમ ભટકી. પેટે પાટા બાંધો મજુરી કરી એક શહેરમાં બાળકને મૂકી હૃદયને પત્થર સમું બનાવી તે મુંબાઈ આવી. મુંબાઇમાં રામપ્યારી તેને મળી ગઈ. સુંદરનું ગળું મીઠું હતું પણ કેળવાયેલું નહોતું. રામપ્યારીને ત્યાં સૂર ઘૂંટાયા. ઘડાયા. તાલીમ પામી સુંદર રામકુંવર બની.

બંને ઉતાવળે ઉતાવળે ચાલતાં હતા. " તું નસરવાનને તો ઓળખે ને ?" રામકુંવરે પૂછયું.

" હા ! કેમ ? એને ન ઓળખે એવો એક પણ માણસ આ લત્તામાં નહિ હોય."

" તે હમણાં મારો શેઠ બન્યો છે. ઘરભાડાના અને બીજા પૈસા તે આપે છે."

" હોય નહિ ! નસરવાન તારો શેઠ ? કેટલા દહાડાથી ?" ગાયકવાડનું આશ્ચર્ય વધ્યું.

" બે મહિનાથી. કોઈકને તો મારે શોધવો જ પડે ને ! આ શેઠ શું ખોટો છે ? બિચારો બિછાનામાં પડે છે ને બધું ભૂલી જઈ ઘોરવા માંડે છે. ઘરડે ઘડપણ પૈસા મળ્યા છે, આબરુ મળી છે એટલે આજ સુધી સંતાઈ ગયેલો સ્વભાવ બહાર આવે છે."

" કેટલા દહાડા નભશે ? "

સવાલ પૂછવામાં અવિનય નહોતો. આ દુનિયામાં વિનય માત્ર મ્હોંનો જ હતો. અને આ બે જણા વચ્ચે નિખાલસતા સર્વોપરી હતી. એકબીજાને વાત કરવામાં કોઈ શરમ કે સંકોચ રાખતું નહિ.

" બિચારો બાળક જેવો છે. જાતજાતના ગેલ કરે છે. રીઝવવા કોઈકવાર દાગીનો લઇ આવે છે. કોઈકવાર મીઠાઈ આણે છે. હું ડરાવું તો ડરી જાય છે મારી બધી વાત સીધી ગળે ઉતારી જાય છે. બીજું કોઈ ડરાવશે નહિ ત્યાં સુધી ચાલશે એમ લાગે છે."

ગલીઓ ઓળંગી બન્ને જણાં સરિયામ રસ્તા ઉપર આવી પહોંચ્યાં. એ રસ્તા ઉપર ચાર માળવાળા મકાનમાં ત્રીજે માળે રામકુંવર રહેતી હતી. એ આખોય માળો તેના જેવી ગાનારીઓથી વસ્યો હતો.

દાદરાઓ ચઢી બન્ને અંદર આવ્યાં. બપોરે ગંદો રહેતો ઓરડો અત્યારે સ્વચ્છ બનાવાયો હતો. શેતરંજીઓ બિછાવાઇ હતી. સારંગીઓ ધીરે હાથે સારંગી બજાવતો હતો. તબલચી તબલા ઉપર ઠેકો લેતો હતો. ઓરડાની વચમાં પાનની તસ્તરી, સુરાઈ અને પ્યાલાઓ પડયા હતા. હજી કોઇ આવ્યું નહોતું. પાસેના ઓરડામાંથી તૂટકછૂટક સૂરો કાન ઉપર અથડાઈને બારી વાટે ચાલ્યા જતા હતા. માત્ર ચોથા માળના ઓરડામાં ગીતના સ્વરો ઘૂંટાતા હતા. ત્યાં શોખીનો આવવા લાગ્યા હતા.

" કયું બાઈ, આજ બહુત દેર લગાઈ ? " સારંગી ઉપર ગજ ફેરવતાં ઉસ્તાદે પૂછયું. સારંગીએ એ અવાજનો પડઘો પાડયો.

" એસે હી. રાસ્તેમેં જનાબ મીલ ગયે. સાથમેં ચલે આયે. આહિસ્તા આહિસ્તા. " રામકુંવર હસી.

"મારી બહુ સંભાળ રાખે છે હોં." ગાયકવાડ તરફ ફરીને તે બોલી.

"એમાં નવાઇ શું? ઉસ્તાદ દેખભાળ નહિ લ્યે તો કોણ લેશે?"

બન્ને અંદરના કમરામાં ગયા. એ કમરો હજી એવો જ હતો. પથારીઓ અવ્યવસ્થિત, રગદોળાએલી પડી હતી. ચોરસા હજી ઉપાડાયા વગર જ શાક ભેગી છાલ રહે તેમ, પડયા હતા. રામકુંવરે ચોરસાની ગડી કરવા માંડી. ગાયકવાડ મદદમાં ગયો. ગડી કરતાં એકબીજાના હાથનો મૃદુસ્પર્શ બન્નેએ અનુભવ્યો. રામકુંવરના અંગમાંની મીઠી સૌરભે ગાયકવાડના હૃદયમાં આનંદ પ્રગટાવ્યો. બહાર કોઈના જોડાનો અવાજ સંભળાયો.

"કનૈયો આવ્યો લાગે છે." રામકુંવરે બારણામાંથી નજર ફેંકી.

થોડીવારમાં બે જણા અંદર આવ્યા. બન્નેમાંથી કોઇને ગાયકવાડ દીઠે ઓળખતો નહોતો. પણ તેણે કલ્પના કરી કનૈયાને ઓળખી લીધો. માથા ઉપરની તેલ સીંચેલી બાબરી અર્ધચક્ર રચતી કપાળ ઉપર લહેરોઆં લેતી હતી. આંખમાં મેશ આંજેલી હતી બદન ઉપર મલમલનું પહેરણ અંદરના બદનને જોનારની નજર આગળ તુરત લાવતું હતું. ધોતીઉં છૂટી પાટલીનું હતું. કનૈયાના મુખ ઉપર અણુકથી ચિંતાની રેખાઓ અંકાએલી હતી.

અંદર અવર અજાણ્યા માનવીને જોઇ કનૈયો શરમાયો.

"આવ કનૈયા! વાંધો નથી; મારા દોસ્ત છે. જૂના દોસ્ત છે. જ્યારથી અહીંયાં આવી ત્યારથી તેની સાથે દોસ્તી છે. તેનું નામ ગાયકવાડ." રામકુંવરે મિત્રનો પરિચય આપ્યો.

કનૈયાએ લાક્ષણિક ઢબે નમસ્કાર કર્યા. ગાયકવાડે માત્ર સ્મિત જ કર્યું.

થોડીક ક્ષણ સુધી ત્રણે જણા મૌન રહ્યાં. કનૈયો અસ્વસ્થ હતો. તેને કાંઈ કહેવું હતું પણ ગાયકવાડની હાજરીમાં તે બોલી શકતો નહોતો. તે પથારીમાં જઇને પડયો.

રામકુંવર તેના હાવભાવ ઉપરથી સ્હમજી ગઈ. તેણે ગાયકવાડને ઈશારો કર્યો. ગાયકવાડ ઉભો થયો. કનૈયાની અસ્વસ્થતા અને રામકુંવરની ચાલાકી તેનાથી અજાણ્યાં નહોતાં.

"ચાલ ત્યારે ! હું જાઉં છું હવે તારે ત્યાં મહેમાનોની ઠઠ જામશે. બેસવાથી કયાં કશું સરે તેમ છે ?"

"એકાદ બે દિવસમાં આવજે. હજી તો તારા વડોદરાના પરાક્રમો સાંભળવા છે. બપોરે આવજે નિરાંતે વાતો કરીશું"

ગાયકવાડ કોઇ પરદેશી અદાકારની ઢબથી સલામ કરી નીચે ઉતરી ગયો.

[૨]

ભાઇ બહેન બન્ને એકલાં પડયાં. કનૈયાનો ગંભીર ચહેરો વધુ ગંભીર બન્યો. ત્યાં દુ:ખની, આકસ્મિક આઘાતની ઘેરી રેખાઓ હતી.

"કનૈયા ! શું થયું છે ?" રામકુંવરે શાન્ત, સ્નેહાર્દ્ર સૂરે પૂછયું.

કનૈયો અનિમેષ નેત્રે રામકુંવર તરફ જોઇ રહ્યો.

"આજે સાંજ પછી તું કયાં ગઈ હતી ? રોજ તું કયાં જાય છે ?" પરાણે ગુસ્સો દબાવીને રૂંધાયેલા સ્વરે તે બોલ્યો.

આખી પરિસ્થિતિનો ખ્યાલ રામકુંવરને આવી ગયો. પોતે જે કરતી હતી તેની આ છોકરાને જાણ થઇ ગઈ હતી. આજસુધી જે વસ્તુ છૂપાવી છૂપાવીને કરતી હતી તે અચાનક જાહેર થઈ જતાં

તેને ન થયો ક્ષોભ; ન લાગ્યો ડર; તેણે ન અનુભવ્યો સંકોચ. વાત જ્યારે જાહેર થઇ ગઈ હતી પછી તેને છૂપાવવામાં તેને કશો અર્થ ન લાગ્યો.

" તને એમ લાગે છે કે કનૈયા કે આ બધી જાહોજલાલી એમને એમ મળે છે ? આ ઘરનું ખરચ, કુટુંબનું ખરચ, તારી અય્યાશી આકાશમાંથી નથી આવતાં. બદનના વેપારમાંથી મળે છે એ બધું." રામકુંવર અટકી અને પાછી બોલવા લાગી પણ એના અવાજમાં આર્જવતાનો મીઠો રણકાર હતો.

"એમાં ખોટું શું છે ? મને રોજના બે કલાકના પંદર રૂપીઆ મળે છે. એ નાણાં ઉપર તો હું તમને સહૂને સારા સોહન્તા રાખી શકું છું !"

" પણ આટલી અધોગતિ ! " કનૈયાના મુખમાંથી છૂટા છૂટા શબ્દો નીકળ્યા. "આવી રીતે સૌંદર્યનું લીલામ કરવું શરીર વેચવું, તને હીણું નથી લાગતું ! તારા જેવી સ્નેહભીની બહેન આવી રીતે રસ્તે જતા ગમે તેવા માનવીના હાથે પીંખાય તે મારાથી સહન નથી થતું."

રામકુંવરની આંખમાં ગુસ્સાનો ચમકારો આવ્યો.

" આજ સુધી હું તમારા ઉપર, મારી જાત ઉપર જૂઠાણાનો બુરખો ઓઢાડી રાખતી હતી. હું એમ ન કરું તો તું કવિતા લખી શકત ખરો ? "

કનૈયાનું મુખ શ્યામ પડી ગયું. જાણે આંખની મેશ આંસુ વાટે ગાલ ઉપર આવી ગઇ. જમીન સાથે જડાઈ ગયો હોય તેમ તે અનુત્તર ઊભો રહ્યો.

" હું ય હવે કામ શોધી કાઢી, પૈસા કમાવા લાગી જઇશ." તે મંદ હતાશ સ્વરે બોલ્યો.

રામકુંવરનો રોષ ચાલ્યો ગયો હતો. ભાઈને દુઃખ લગાડવાનો તેનો જરાય ઈરાદો નહોતો. હેતથી કનૈયાના ખભા ઉપર હાથ મૂકી તે બોલી, "માઠું શું લગાડે છે કનૈયા! એક જણ પોતાની ભાવના વેચે એટલું પૂરતું નથી? મારા આચરણની નહિતર પણ કાંઈ કિંમત નથી. તારી કવિતાની કિંમત છે. બધું ભૂલી જવાનું! નકામો જીવને શું કરવા સંતાપે છે?"

મિલાવ્યા વગરના વાજિંત્રનો તાર કોઈક બરછટ હાથે બીરુતાથી કંપી ઊઠે તેમ કનૈયાનો દેહ ધ્રૂજી ઊઠયો. તેના અવાજમાંય એ કંપ હતો.

"પણ બહેન! બીજાં એવું કરતા હોત તો મને આટલું ન લાગત. પણ આ તો તું..."

રામકુંવર તેના માથા ઉપર અનુકંપાથી હાથ ફેરવતી હતી. "જેમ બીજાનાં કૃત્ય વિષે આપણને નફરત થતી નથી—નફરત થાય છે તો પણ ચલાવી લઈએ છીએ—તેમ મારા વિષે પણ. આંખો બંધ કરીને જોવાથી જ દુનિયા સારી દેખાય છે. દુનિયાને એ રીતે જોવામાં જ મઝા છે."

કનૈયાની આંખમાં આંસુ હતાં.

"ચાલ ઊઠ. જો, બહાર લોકો આવવા લાગ્યા છે. મારે જવું જોઈએ."

કનૈયો ઊઠયો, અને સીધો બહાર નીકળી ગયો. રામકુંવર કપડાં ઠીકઠાક કરી બહાર આવી.

સારંગીના સજીવ સૂરોએ તેનું સ્વાગત કર્યું.

## [ ૩ ]

ગાયકવાડ નીચે જ ઊભો હતો. દાદરા ઉપરથી સડસડાટ કનૈયો નીચે ઊતર્યો. ગાયકવાડે તેને બૂમ મારી :

" કનૈયા ! "

કનૈયો થંભ્યો. તેની આંખમાં હજી અશાંતિ હતી. બહેનના પતનનો કંપ હજી :અંગમાંથી ગયો નહોતો. તે ગાયકવાડ પાસે આવ્યો.

" સિગારેટ પીએ છે ? " ગજવામાંથી હાથીછાપની સિગારેટપેટી કાઢતાં ગાયકવાડે પૂછ્યું.

" નથી પીવી. " ટૂંકો જવાબ. તે ગાયકવાડને નખશીખ નિહાળતો હતો.

ગાયકવાડે સિગારેટ સળગાવી. બન્નેએ મૂંગા મૂંગા ચાલવા માંડયું. ધૂણીના ગોટા માથા ઉપર કુંડાળું રચી હવામાં મળી જતા હતા.

" હું માનું છું કે તમે પણ મારી બહેનને લૂંટનારાઓમાંના એક હશો." અચાનક મૌન તોડતા કર્કશ અવાજે કનૈયો બોલ્યો.

ગાયકવાડને આ બેખબર, કમઅક્કલ માણસ ઉપર ચીડ ચડી. ક્ષણભર તો તેને એમ થઈ ગયું કે આને સંભળાવી દઉં કે હું એવો સસ્તો નથી. પણ તુરત જ તેણે એ વિચાર માંડી વાળ્યો. જમાનાથી અપરિચિત એવા આ બાળકની મશ્કરી કરવાનો, કે એને ઠપકો દેવાનો શો અર્થ હતો ? જવાબ આપવાને બદલે તેણે કનૈયા સામું જોયું.

માત્ર કાળી ટીપકીઓ હોય તેવી તેજવિહીન આંખો એ શોકાર્દ્ર મુખમાં જડાઈ હતી. તેની દૃષ્ટિ મૃત્યુ સમીપે જતા માનવી જેવી ભયભીત દુઃખમગ્ન હતી. જીવનના તમામ શોકાર્ણવો તેમાંથી ઠલવાતા હતા. ગાયકવાડે આવા ચહેરા અનેકવાર જોયા હતા. ચૂંથાઈ જતાં પહેલાં ફૂલની કુમાશ આ લત્તામાં આવતા અનેક માનવીઓના મુખ ઉપર રમતી. રાત આવતી અને એ કુમાશ

ચોળાઈ જતી. ત્યાર પછી ચહેરા ઉપર પ્રગટતા વિવર્ણ ભાવ લગભગ આવા જ હતા. દિવેટ અને દિવેટની રાખ વચ્ચેનો આ અવિરામ સંગ્રામ બહુ થોડા જોઈ શકે છે. બહેનના કુણી કુંપણ જેવા ગુંજતા માતૃહૃદય અને શરીર આપતી વેળાએ જણાતી ક્રૂરતાની પ્રતિક જેવી લાગણીહીનતા એ વચ્ચેનો વિરોધનો ભેદ આ કવિ ક્યાંથી સ્હમજી શકે?

ગાયકવાડના મૌનથી કનૈયો શાંત પડયો હતો: "હું તમારો કાંઈ દોષ નથી જોતો" લાગણી ઉપર કાબુ જમાવી તે બોલતો હતો. "પણ સુંદરને હું નથી સ્હમજી શકતો. આવી રીતે તે રહેતી હશે તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મને આજસુધી એમ હતું કે ગાવામાંથી તે પૈસા મેળવે છે. અને તેમાં કાંઇ ખોટું નથી. હું વાંચવામાં, લખવામાં મગ્ન હતો. તે હંમેશાં આનંદિત ઉત્સાહી ને પ્રફુલ્લિત રહેતી. મારા તરફ તેને ખૂબ જ પ્રીતિ હતી. હું લખતો તે એને વંચાવતો. અને કોઇક સારી ગઝલ લખાતી તો તે તુરત જ કહેતી: 'આજે તો કનૈયા! હું આ જ ગઝલ લોકોને ગાઈ સંભળાવીશ' મને તેના પૈસા લેવામાં કશો સંકોચ નહોતો. પણ આજે હું પણે પેલા લત્તામાં ફરવા ગયો ત્યાં સુંદરને બારીએ બેઠેલી જોઈ અને મને ધૃણા છૂટી. આજે મને તેના પૈસા લેતા તિરસ્કાર આવે છે. સુંદર! બજારુ ઓરત: એજ મારાથી નથી સહાતું."

ગાયકવાડે પૂરી થયેલી બીડી જમીન ઉપર નાંખી જોડાથી દબાવી. "કવિતા કોના કંઠમાંથી નીકળી છે તે આપણે જોઇએ છીએ! કવિના ચહેરા સાથે, રૂપરંગ સાથે, તેના જીવન સાથે આપણને શું નિસ્બત છે!" નાટકકારની અદાથી અવાજને ધીરે ધીરે ઉંચો લેઇ જતાં ગાયકવાડ બોલતો હતો. "તું કનૈયા, કવિ છે તો કવિ જ રહે. દુનિયા કેમ ચાલે છે તે જોવા જઇશ

તો તારી કવિતા ક્યાંય ખાડામાં ડૂબી જશે. તારે શું ? સુંદર જે કરે છે તેજ કરવા દે. તે એમ નહિ કરે તો તે એકલીય ઉગરશે કે નહિ તે તો કોણ જાણે ? પણ તું, તારું કુટુંબ બધાય ખાડામાં પડશો. આજે તો સુંદરને એ ધંધો કરવો પડે છે. કાલે ઉઠીને તારે અને સહુને કરવો પડશે. કવિતાને કવિ ઉપરથી ન મૂલવીએ. સુંદરને તેના ધંધાની નજરે ન નીરખીએ."

કનૈયો ચૂપ હતો. તેની લાગણીઓ ઉપર હથોડા ઠોકાતા હતા. બન્ને જણાએ લાંબો સમય ચાલ્યા કર્યું. રસ્તા ઉપર અવરજવર તદ્દન ઓછી હતી. પગથી ઉપર આવાસવિહીન માનવીઓની કતારમાંથી નિશ્વાસના, દુઃખના, કર્ણપરિચિત સ્વરો કશીય અસર ઉપજાવ્યા વગર વેરાઇ જતા હતા.

"કદાચ તમારું કહેવું સાચું હશે" કનૈયો બોલ્યો. "હું ખોટો હઈશ. પણ હું કવિ છું. જગતના સૌંદર્યગીતો મારે જામ ભરીભરીને પીવા છે, પાવા છે. મારે બજારુ માણસ નથી બનવું. મારે કદરૂપા નથી થવું. મારા કંઠમાથી નીકળતી કવિતા મારી ભાવના જેવી, મારા અંગ જેવી વિશુદ્ધ અને નિર્મળ હશે. હું આવા પૈસા ઉપર નહિ નભી શકું."

તેના મુખ ઉપર પ્રતિકાર હતો. તેનાં વાક્યો એ પ્રતિકારનો પ્રતિઘોષ પાડતાં હતાં.

ગાયકવાડને આ ભાવનાશીલ માણસને બે તમાચા લગાવી દેવાનું મન થયું.

બન્ને જણા એક મોટા માળા આગળ આવ્યા.

"ચાલ આજની રાત મારે ત્યાં સૂઈ રહેજે."

જરાય આનાકાની વગર કનૈયો તેની સાથે ગયો.

અંધારીઆ માળાની અંધારી કોટડીમાં અત્યાર સુધી એકલતા ભોગવતી શેતરંજી પર બન્નેએ લંબાવ્યું. સૂતા સૂતા ગાયકવાડે કહ્યું.

"જો કનૈયા ! તેં દુનિયા જોઇ નથી. માટે કવિતા કવિતા કરે છે. આજે આ દુનિયા તારી દૃષ્ટિ ઉપર પડી છે. કયાં તો તારે આંખો મીંચી દેવી પડશે. જે જાણે છે તે ભૂલી જવું પડશે કે ચલાવી લેવું પડશે, અગરતો કવિતા ભૂલી જવી પડશે."

"પણ મારે કવિતા નથી ભૂલવી." મક્કમતાથી દાંત કચકચાવી કનૈયો બોલ્યો.

પહેલી આંખ કોની મળી ગઈ તે બન્નેમાંથી કોઇ કહી શકે તેમ નહોતું પણ સવારે ઊઠયા ત્યારે બન્નેની આંખો ભારે હતી.

પ્રકરણ ૩ જું

## [૧]

એક પખવાડિયું વીતી ગયું. મમ્હમદ કોઈ દિવસ નહીં અને આજે ગાયકવાડની ઓરડી ઉપર આવી ચઢયો. ગાયકવાડને નવાઇ થઇ.

"ગાયકવાડ!" મહમ્મદ ખૂબ આનંદમાં હતો તે તો તેની બોલવાની ઢબ ઉપરથી જ જણાઇ આવતું હતું.

પ્રશ્નનો ઉત્તર આપવો રહેવા દઈ ગાયકવાડે સામો સવાલ પૂછયો. "યાર હમણાં તો તારી પાંચે આંગળી ઘીમાં લાગે છે ને શું ?

" કયું નહિ ?" આબાદી જાણે મહમ્મદને માટે અકસ્માત નહીં પણ અનિવાર્ય હોય તેમ સૂચવતાં તેણે ખભા ઊંચા ચઢાવ્યા. "શું ચીજ છોકરી મળી છે! પગલે પગલે ગીનીઓ વેરાય છે. બસ ન્યાલ થઇ ગયા."

શરીર ઉપરના કસબી અચકનમાં, બોસ્કીની સૂરવાળમાં પીંછા વાળી ટોપીમાં અને અબુનસની નકશીકામવાળી લાકડીમાં તેની નવી સમૃદ્ધિ 'ગીનીઓ' ડોકીઆં કરતી હતી.

" કઇ છોકરીની તું વાત કરે છે ?"

ગાયકવાડ મહમ્મદને બરોબર ઓળખતો હતો.

" કેમ ખ્યાલ નથી આવતો ?" શિક્ષક વિદ્યાર્થીને મુંઝવતો હોય તેમ મહમ્મદે ફરી સવાલ કર્યો.

"તારી પાસે ક્યાં એક જ શિકાર હોય છે ? એટલે તો તને પૂછું છું "

" મને એક સારી છોકરી મળી જાય તો હું તેને છોડતો નથી. મને પૈસા મેળવી આપે એટલો કસબ તેનામાં હોય, એવું જોબન હોય, મારું કહે કહ્યું કરે અને માથાભારે ન બનેઃ બસ એવી છોકરી મને મળી જાય તો હું તેને કદી છોડતો નથી." મહમ્મદ પોતાનો બચાવ કરતો હતો. "પણ આ તેમને દુનિયા સર કરવાની ગીમ બતાવી કે તેમના ઉપર અહેસાન કરનારને ભૂલી જાય તેમને છોડી ચાલી જાય. આખરે ઔરત તે ઔરત, દિલ તો બિલ્લીનું ને ! એટલે અહીંથી તહીં અને તહીંથી ત્યાં કૂદકા મારવામાં વાર શી? બાકી તો આ બંદા........"

આ લત્તામાં બધા જ આમ બોલતા. પણ મહમ્મદ જરા જૂદી માટીનો હતો. તેને પણ આદર્શવાદીની ચિત્રકલ્પનાનું સુરેખ સ્વરૂપ દોરતો જોઇ ગાયકવાડે સ્મિત કર્યું.

" મહમ્મદ ! હું તને જાણે પિછાણતો જ ન હોઉં તેમ તું તો વાત કરે છે. અત્યાર સુધીમાં કેટલીયને તેં ખાડામાં ઉતારી, છાંડી દીધી છે તે જાણે હું નહિ જાણતો હોઉં ! પણ જવા દે એ વાત. આ વખતે કઈ ચલ્લી હાથે ચઢી છે તે તો કહે."

" તે દિવસે—તું વડોદરેથી આવ્યો તે દહાડે,—રેસ્ટોરાં સામે મળી હતી તે છોકરી." આંખો નચાવતો મહમ્મદ બોલ્યો. " તે દિવસમાં અને આજે તો તેનામાં આસમાન જમીનનું અંતર પડી ગયું છે."

'મારું નામ કાનન'—એ શબ્દો ગાયકવાડના કાનમાં પડઘો પાડી રહ્યા. એમ ત્યારે! એ મીઠો સ્વર, મધુર મુખ. સહુના ચરણમાં લાવવા મહમ્મદ આખરે કામયાબ થયો.

"બહુ જલદીથી માની ગઈ? શી કરામત કરી ત્હમે મહમ્મદમિયાં ?"

"ન માને તો જાય કયાં યાર? એક દિવસ બે દિવસ. પછી કયાં સુધી હિંમત ટકી રહે? યુક્તિ લડાવવામાં તો આ મહમ્મદ કમાલ કરે છે કમાલ. બે ત્રણ દિવસ ખવરાવ્યું. પછી દસ બાર જગાએ નોકરી માટે લઈ ગયો. અને ત્યાં નોકરી માટે–એ શું કહેતી'તી ચાકરી! હા ચાકરી માટે–નન્નો ભણાયો. બધા મારા ઓળખીતા હતા એટલે પહેલેથી પાઠ ભણાવેલા તે મુજબ જ જવાબ આપતા. એકાદ બે જણા પાસે ધીરે રહીને કહેવરાવ્યું પણ ખરું કે અહીંયાં તો નોકરી નથી. પણ આવું હુસ્ન ને જોબન છે તો ચાવડીએ શા માટે નથી બેસતી? મેં મારી લાચારી પ્રગટ કરી. નોકરી શોધી આપવામાં મારા પ્રયત્નો સાફ દાનતના હતા છતાં કિસ્મતે યારી ન આપી તે એ જોઇ શકી. તેનો મારા ઉપર યકિન જામ્યો. ગભરાતાં ગભરાતાં મેં પોતે જ તેને આ નવા ધંધાની સૂચના કરી. બે ત્રણ દિવસ તે રડી. ખૂબ રડી. પણ એ આંસુઓને ને આપણે શું? આખરે મારી વાત તેણે કબુલ રાખી. બસ આપણે ત્યાં હુરી આવી. લોકોને હુરી જોઇતી હતી. મેં મેળવી આપી ને ઘરમાં દોલત ઠલવાવા લાગી" વાત કરતાં હર્ષથી મહમ્મદનું આખું શરીર ડોલતું હતું.

આ દુનિયામાં આવનાર સહુની હકીકત લગભગ આવી જ હતી. કોઇ દબાણુને, ડરને વશ થઇ અહીં રહેતું, તો કોઈ પેટનો ખાડો પૂરવાના અન્ય તમામ સાધનોમાંથી એકે ય હાથ ન લાગતાં આ સાધનનો આશ્રય લેતું. આ દુનિયામાં આવનાર ભાગ્યે જ કોઈ બહાર જઈ શકતું. સહુ તેમાં સમાઇ જતા. એ હકીકત

સાંભળી તેનાથી પરિચિત એવા ગાયકવાડનું રુંવાડું ય ફરક્યું નહિ. તેને આશ્ચર્ય પણ ન થયું.

"અને મારે તારા જેવું નથી" મહમ્મદ હવે બરાબર ખીલ્યો હતો. "બરાબર પૈસા મેળવી લઇશું એટલે પછી તેનું જે થવાનું હોય તે થાય. લોકોને નવા નવા ગુલની ખુશ્બુ લેવી છે. પરીઓના હુસ્નની એમને પરવા છે. એ હુસ્નના દામ પણ મ્હોં માંગ્યા મળે છે. ત્યાં સુધી એ દામથી ખીસું તર કરી લેવાનું."

"તું આવું કરે છે તે સામે જ મારો વાંધો છે. ધંધો કરવો તો સારી રીતે કરવો. ઘરાકને માલ આપવાની જેટલી દરકાર કરીએ છીએ તેટલી દરકાર માલની પણ લેવી જોઇએ. કાનન તને આટલા બધા પૈસા મેળવી આપે છે તો તેની સંભાળ લેવી એ તારી ફરજ છે. ઉપયોગ કરી લીધા પછી તેને આ દુનિયામાં એકલી વહેતી મૂકી દેવી તે આપણું કામ નથી. દુનિયાના આબરૂદાર લોકો ભલે એમ કરે પણ આપણે એવું કરીએ તો આપણી દુનિયા જ ન ટકે. બીજા તરફની લાગણી ઉપર, એ દિલ ઉપર જ આપણી આલમની માણસો એક બીજાની ઇર્ષા કરવાને બદલે સલાહ સંપથી રહી જીવન ગુજારે છે. આપણે પણ તેમજ અંદર અંદર તો સમભાવથી, દોસ્તીથી, એખલાસથી રહેવું જોઈએ."

લાગણીપૂર્વક ગાયકવાડ બોલતો હતો. તે પણ મહમ્મદની માફક ધંધો ચલાવતો હતો. આ સ્ત્રીઓના શરીરમાંથી થતી આવકમાંથી તે રળતો હતો. પણ એ ધંધો પ્રમાણિકપણે ચલાવ્યાનો તેનો દાવો હતો. એક પણ છોકરીને તેણે આજ સુધી તરછોડી નહોતી. કોઇ પણ સ્ત્રી, જરુર પડયે તેની પાસે મદદ મેળવ્યા વગર પાછી ગઇ નહોતી.

"તું તો ઓલિયો છે" ઉપદેશની જરાય અસર ન થઈ હોય તેમ મહમ્મદ બોલ્યોઃ "તારી માફક ધંધો આપણાથી નથી ચલાવાતો. ચાલ હવે આવવું છે બહાર?"

બેધ્યાનપણે ગાયકવાડે પૂછ્યું.

"ક્યાં ?" હજીય તેની વિચાર તંદ્રા તૂટી નહોતી.

"કાનન પાસે. ચાલ તું જોતા ખરો !"

"સારૂં ચાલ" ગાયકવાડે એ જ ગંભીરતાથી કપડાં પહેર્યાં. મહમ્મદ સાથે ક્યાં સુધી દોસ્તી ટકશે, તેની તેને ખબર નહોતી.

કાનન સાચોસાચ બદલાઇ ગઇ હતી.

મહમ્મદની સૂચના મુજબ એણે બજારૂ સૌંદર્ય નીચે કુદરતી સૌંદર્યને ઢાંકી દીધું હતું. તે બરોબર છેલબટાઉ બની હતી. માથાના વાળમાં તેલ ચમકતું હતું. પહેરવેશ કાળજીપૂર્વક પસંદ કરવામાં આવેલો હતો. જ્યોર્જેટની ટીપકીવાળી પાતળી પીળી સાડી અને કાળા આલપાકાનું મુલાયમ બ્લાઉઝ એનાં અંગ ઉપર ઓપતાં હતાં. સંગીહીન એકાકી માનવીના દિલના અંધારખૂણામાં રહેતી કવિતાને સજીવ કરવા જેવું આકર્ષણ તેનામાં આવી ગયું હતું. સુપુષ્ટ શરીર, વિકસીત સ્તનપ્રદેશ કામણગારી આંખો, દૃષ્ટિની મૃદુતા અને અવાજની મધુરતાઃ આદમીમાં કવિતા જગવવા બીજું શું જોઇએ ? કવિતાની આજન્મ પ્રેરણા ખરીદવા માટેના દામ કેટલા ઓછા હતા !

કાનનના જગત ઢુંઢતા વિશાળ ચક્ષુઓમાં કશુંય પરિચિત નહોતું, કશુંય અપરિચિત નહોતું. શરીરમાંથી જે તે વેચી દેતી તે આંખ વડે તે મેળવી શકતી હતી. દુનિયામાં તે હવે એક માણસની નહોતી રહી. અનેકની થઇ હતી. જગતના નફાધાટાનો કોણ હિસાબ રાખે છે ?

ગાયકવાડની ગંભીરતાનો મહમ્મદે ભંગ કર્યો. કાનન સાવ ચૂપ હતી. તે આ નવીન માણસ તરફ ધ્યાનથી દૃષ્ટિ ફેંકતી હતી– મહમ્મદે શીખવાડ્યું હતું તેવી રીતે.

" કેમ ? કેમ લાગે છે ? "

'મારું નામ કાનન' એ શબ્દો બોલતી વખતે જે સાહજિક નિર્દોષતા અને ગભરુ સહજતા તેની આંખોમાં રમતી ગાયકવાડે જોઈ હતી તે આજે શિકાર શોધતી આંખોમાં અવ્યક્ત રહેતી હતી.

"ઢીંગલીને ખૂબ શણગારી છે. હવે આ જગા માટે લાયક થઈ ગઈ"

" કઈ જગા ?" જાણે રસપૂર્વક પૂછતી હોય તેમ કાનન બોલી. કંઠમાં એવીજ મીઠાશ હતી. " મહમ્મદે મને હમણાં અહીંયાં જ રહેવા કહ્યું છે પણ બીજાની જયમ હું જૂદી જગા શા માટે ન લઉં ?"

સ્વામીત્વના અધિકારથી મહમ્મદે તેની સામે જોયું. " હમણા તને જૂદું રહેવાનું નહિ ફાવે. એ બધા લોકોની વચ્ચે તેમના કાવા-દાવામાં તું ગૂંચાઇ જઇશ. તને એ બધા ફોલી ખાશે એકવાર અહીંયાં રહીને તું પાવરધી થઇ જા. " મહમ્મદ તેને સમજાવતો હતો.

" તને ત્યાં જવું ગમે છે ? " ગાયકવાડને આ છોકરીની વર્તણુંકથી આશ્ચર્ય થયું હતું.

કાનનના મુખ ઉપર ઊંડે ઉતરેલા અંતરના એકાદા ખૂણામાં છૂપાઈ ગયેલા દુઃખની છાયા તરવરી આવી ને આવી એવી જ ચાલી ગઇ.

" મને કશો વાંધો નથી. એકવાર દુકાન માંડી પછી વેપાર કેમ સારો તે જોવું જોઇએને ! ત્યાં માત્ર બધા ગાળાગાળી અને ઘોંઘાટ કરે છે તે મને ગમતું નથી. આવી ધમાલ વગર શાંતિથી કામ ચલાવતા હોય તો કેવું સારૂં !" તેના બોલવામાં ન હતી ફરિયાદ કે નહોતી ઘૃણા. માત્ર વાસ્તવિકતાનો કડવો રણકો હતો.

"અરે બાઈ તું નવી છે એટલે [illegible]
થશે એટલે તું પણ એવી જ રીતે [illegible]
મચાવતી થશે." મહમ્મદ આશ્વાસન આ[illegible]

"મરદ તરફ તને હવે તિરસ્કાર નથી [illegible]
નિષ્ઠુરતા આણી ગાયકવાડ બોલ્યો.

જવાબ આપતાં કાનનને જરાએ મૂંઝવણ ન અનુભવી. "શા માટે તિરસ્કાર આવે? કેટલાક તરફ તો ભાવ થાય છે. કેટલાક તો સાચેસાચ દુ:ખી હોય છે તેમનું દુ:ખ સાંભળનાર એકાદ દિલવાળા માણસની ખૂબ જરૂર હોય છે. તે માટે તો તે અહીંયાં આવે છે. તેમ કેટલાક વિચિત્ર પણ હોય છે. આમ પહેલાંપહેલ તો સારી વાત કરે છે. પણ પછીથી મનફાવે તેમ બકવાટ કરે છે. ગઇકાલે એક નિશાળના માસ્તર આવ્યા હતા. નીતિની. સમાજોદ્ધારની, દેશની આઝાદીની વાતો કરતા. કહે કે અમે બધા સમાજના કલંકરૂપ છીએ. એ કલંક દૂર કરવું જોઈએ. પણ એક પળમાં તો નીતિની વાત કયાંય ભૂલી ગયો. ઈશ્કની ગજલો અને નવી નવી ગાળો એના મ્હોંમાંથી નીકળવા માંડી એટલું જ નહિ, મારી પાસે એ બધા શબ્દો એણે આગ્રહપૂર્વક બોલાવ્યા. માસ્તર હતોને! પરમ દિવસે એક ચિતારો આવ્યો હતો. આખી રાત મારી પાસે બેસી રહ્યો. કહેઃ તું પર્વતનું સૌંદર્ય ચોરી ભાગી છૂટેલી સ્વપ્ન સરિતા જેવી મોહક છે. મારી છબી દોરવી છે એને. આવતે મહિને કોક છબીના પૈસા આવશે એટલે તે આવશે ફરીથી. બે જણા તો લગનની વાત પણ કરી ગયા છે." કાનન બોલતાં બોલતાં થંભી.

"એ શું બેંતાલીસ આવશે. એવું તો ઘણું બધું કહેશે. પણ એ તો એક રાત પૂરતું. બીજા દિવસે એ કોલ ભૂલી જવાના" મહમ્મદ દાઢી પસારતાં અનુભવ વાણી બોલતો હતો.

આયુસ કેટલા વેગથી નીચે પછડાય છે તેની ગાયકવાડને જાણ ન હોત તો તેના હૃદયમાં તિરસ્કાર કે ગુસ્સો જાગત. તેને માત્ર શરમ આવી. વિચિત્ર રીતે તે ઉભો થયો. "હું જાઉં છું." તે અસ્પષ્ટ અવાજે બોલ્યો. "મારે કામ છે." તે ચાલ્યો ગયો. અમૂઝણભરી નજરે કાનન તેને જોઈ રહી.

"કેમ હું ન ગમી !" તેણે મહમ્મદને પૂછ્યું.

"એ ઘરાક નહોતો."

## [ ૩ ]

સાંજે ચાર વાગે ચહા પી નસરવાન મહમ્મદના ઘર તરફ જવા નીકળ્યો. ત્રણેક વાગે મહમ્મદે આવી તેમની સાથે ગુફતેગો કરી હતી ત્યારથી તેનું દિલ અસ્વસ્થ થઈ ગયું હતું. તેની એ અધીરાઈ પગની ઉતાવળી ચાલમાં અત્યારે કળાતી હતી. તે જતો હતો કાનન પાસે. મહમ્મદની વાતે તેના દિલમાં નવો આતશ જગવ્યો હતો. પોતે શા માટે કાનનને જોવા માટે આટલો બધો અધીરો છે તે વિષે તેને પોતાને સ્પષ્ટ ખ્યાલ ન હતો. કાનન સાથે કેવી રીતે વાતચીત કરવી તે વિષે પણ તેણે નક્કી નહોતું કર્યું. તેના દિલમાં એક પ્રબળ ઇચ્છા જાગી હતી: કાનન સાથે મઝા કરવાની.

રસ્તામાં એકાદ બે ઓળખીતાએ નસરવાનને ઊભો રાખવા પ્રયત્ન કર્યો. પણ કાંઇને કાંઈ બહાનું બતાવી નસરવાન થોડીક મિનીટ પણ ઊભો ન રહ્યો. કાનન શું કહેશે, શું બોલશે તે વિષે તેણે વિચાર ગોઠવવા માંડયા. પૈસા માંગશે? કેટલા માંગશે? મહમ્મદ સાથે તેણે ઠેરવ્યું નહોતું. તેને લાગ્યું મહમ્મદે એને થાપ ખવરાવી હતી. પહેલેથી જ ઠેરવવું જોઇએ. તેણે ગજવાં તપાસ્યાં.

ખજવામાં પચીસ રૂપીઆની નોટો હતી. કાંઇ નહિ. વધારે માંગશે તો વચન આપીશું. તેની ઇચ્છા વધારે પ્રબળ બની. હૈયું ઝાલ્યું ઝલાતું નહતું.

એ'ધાણીવાળા મકાને આવી તેણે બારણા ઉપર ટકોરા મારો. તેનો શ્વાસ જોરથી ચાલતો હતો.

કાનને બારણું ઉઘાડયું. નસરવાન પણ બારણા આગળ જ થંભી ગયો. તેને ભય લાગવા માંડયો.

" આવો ! અંદર આવો." ધીરા મીઠા અવાજે સત્કાર કરતાં કાનને કહ્યું.

" મને ... મને મહમ્મદે મોકલ્યો છે. " નસરવાનના અવાજમાં હિમ્મતનો અભાવ સહેજે કળી શકાતો હતો.

" પણ આટલા ડરો છો શું ? " કાનનને આવી ભીરુતાથી નવાઈ થઇ.

નસરવાનની હિમ્મત પાછી આવી.

" ડરું છું ? આપણે બહાર જઇશું ? " સૂકા કંઠે તેણે કાનનને આગ્રહ કર્યો.

એક શબ્દ પણ બોલ્યા વગર કાનન તૈયાર થઇ બહાર આવી. " ચાલો "

બન્ને જણા મકાનની બહાર ફૂટપાથ ઉપર આવ્યા. બહાર એક ટેકસી ઊભી હતી. નસરવાને ટેકસી બોલાવી.

" આપણી ગાડીઓ સગવડવાળી નથી હોતી." ગાડીમાં બેસતા કાનને કહ્યું.

નસરવાનને તેના તરફ તિરસ્કાર આવ્યો. કેવી સંગદિલ આ છોકરી હતી !

" ચાલ ! આપણે જઈએ " કટુતાથી તેણે કહ્યું.

"મારા હોઠમાંથી લોહી નીકળ્યું." કાનન ધીરે રહીને બોલી. નસરવાને તેના સામું જોયું. તેના હોઠમાંથી લોહીની ટશેર ફુટી હતી પણ એના ચહેરાપરથી કોઇ પણ એમ ન કહે કે એ ફરિયાદ કરતી હતી.

'ગજબ છે આ છોકરી' નસરવાન બબડયો.

## પ્રકરણ ૪ થું

### [ ૧ ]

ગાયકવાડ અને કનૈયાનો પરિચય વધ્યો હતો. કનૈયો વારંવાર ગાયકવાડને મળતો.

"મને હજુ ય એ નથી સ્હમજાતું કે તમે જે કામ કરો છો તે તરફ તમને તિરસ્કાર કેમ નથી આવતો?" એક દિવસ કનૈયાએ પૂછયું. તેને એ સવાલ મૂંઝવતો હતો. તેણે ગાયકવાડનું અનુકંપાપૂર્ણ આર્દ્ર હૈયું જોયું હતું. ગાયકવાડની અન્ય લોકો તરફની મીઠી મમતા જોઈ હતી. એ બધું જાણીને કનૈયાને વિસ્મય થતું હતું.

"હજી તેં દુનિયા બરોબર જોઈ નથી, કનૈયા! મને મારા કામ તરફ શા માટે તિરસ્કાર આવે? મજૂરો કારખાનામાં જઈ દેહને રોજ દમે છે. એ તરફ એમને સૂગ આવે છે? ગુમાસ્તાઓ રાતદિવસ લોહીનું પાણી કરી શરીર નિચોવી નાંખે છે. તે તરફ એમને સૂગ આવે છે? મેં એ બધું જોયું છે. થોડું ઘણું અનુભવ્યું છે. એટલે જ્યારે અહીંના ધંધામાં પડયો ત્યારે આ હાલત

પર રોષ આવવાને બદલે તેમાં આવેલાં માનવીઓ તરફ ભાવ થયો. જે આપણે નથી જાણતા એ જ વહેમને કારણે દુઃખ ઉપજાવે છે. એકવાર જાણ થઈ, ભાન થયું પછી કાંતો એ હાલતને બદલવા તૈયાર થવું જોઈએ અથવાતો તેની નીચે રહેંસાતા માનવીઓ તરફ હમદર્દીની નજરે જોવું જોઈએ. જાણ્યા પછી તિરસ્કારનો સવાલ જ આવતો નથી "

ગાયકવાડ આજે વાત કરવાના ઉમંગમાં હતો. કનૈયાએ તેને આવી રીતે નિખાલસ થતો કદી જોયો નહોતો. એ નિર્બંધ વહેતી વાગ્ધારામાં વિક્ષેપ નાખવાની ઇચ્છા તેણે રોકી રાખી.

" તું મારી વાત નથી જાણતો. જીવનના અનેક પાસાઓ, સબળી નબળી બાજુઓ મેં જોઇ છે. એ અનુભવે ટીપાઈ તવાઈ, હું આવો બન્યો છે.

"ઉંચા કહેવાતા કુટુમ્બમાંથી હું આવું છું. મારું નામ પણ બીજું કાંઇ હતું. બાળપણમાં મારા માતાપિતા ગુજરી ગયા. મારા કાકાને ત્યાં હું રહેવા ગયો. વિકાસ માટે જરુરી એવા માતૃસ્નેહથી હું સાવ વંચિત રહ્યો. કાકાના ઘરમાં મારે માટે નોકર જેવું સ્થાન હતું. ઘરનાં છોકરાં રમાડવાના, તેમનું મેલું ઉપાડવાનું, બહારનું તમામ કામકાજ કરવાનું. કાકીનાં મહેણાં સહન કરવા, સમવયના છોકરાઓનાં ટપલા ખાવા અને એ બધું મૂંગે મ્હોંએ એક પેટ ભરવાની ચિંતાએ ખમે જવું. એવી સ્થિતિમાં હું ઘેરથી નાઠો અને મુંબઇ આવ્યો. મુંબઇમાં મેં હોટલમાં નોકરી કરી છે. મિલમાં નોકરી કરી છે, વાસણ માંજનાર ઘરઘાટીની નોકરી કરી છે. બધાયના મિજાજ સહ્યા છે. મને એ લોકો ઉપર ખૂબ જ તિરસ્કાર આવતો. ખૂબ ક્રોધ ચઢતો. મેં મન સાથે નક્કી કર્યું હતું કે આ બધાની સામે એક દિવસ વેર લઇશ. એ વેરની ઝંખનાએ મેં આ લત્તો શોધ્યો. અહીંયાં એ માલેતુજારો, સમાજ સંરક્ષકો, નીતિની ચશમપોશી

કરનારા આગેવાનો; સહુકો આવતા અને સ્ત્રીઓની કદમપોસી કરતા. વેર લેવાનું સાધન મને અહીંયાંથી મળે તેમ હતું. એ મનસુબો કરી મેં અહીંયાં નોકરી લીધી લક્ષ્મીને ત્યાં. તું એને નહિ ઓળખતો હોય. હમણાં જ જેલમાં ગઈ. મારામાં તું આજે એ વેરવૃત્તિનો, ધૃણાનો જે અભાવ જુવે છે તે એના સંસર્ગના પ્રતાપે તેણે મારી દૃષ્ટિમાં મોટું પરિવર્તન આણ્યું. તેણે મને સમજાવ્યું કે એવા પંદરવીશ માણસો ઉપર વેર લેવાથી સમાજ સુધરવાનો નથી. આ બધી વિષમતા, અન્યાય એ તો તેની અસમાન રચનામાં છે. વેર લેવું હોય તો એ રચના ઉપર લેવું જોઈએ. તેનો ભાંગીને ભૂકો કરી નાખવો જોઈએ.

"એ તાકાત જો ન હોય તો જે એ રચના નીચે રીબાઇ છે તેના તરફ તેનું દુઃખ ઓછું થાય એ માટે લાગણી બતાવવી જોઇએ એ પણ તેણે જ મને શીખવાડયું—તેણે પોતે એકવાર વેરનો રસ્તો શોધ્યો હતો. એકવાર એજ ધૂનમાં તેણે શેઠીઆઓના બે નબીરાઓને પરીઆના પરીઆ યાદ કરે એવો પરચો ચખાડી દીધો પણ પછીથી તેણે એ બન્નેને ચોપાટી ઉપર મ્લાન શોકાર્દ્ર ભયપૂર્ણ ગમગીન ચહેરે જોયા. એ બન્નેના જીવન બરબાદ થઇ ગયાં હતાં. તેમાં સમાજને શું હાનિ પહોંચી? એ પ્રસંગે તેની આંખ ઉઘાડી નાંખી. ત્યારથી તેણે કોઇને એ રીતે સતાવ્યા નથી. સમાજનો ભોગ બનેલ સ્ત્રીઓને સારુ જ તેણે એ પછી જીવન વીતાવવા માંડયું મેં કેટલીય સ્ત્રીઓને તેની પાસે આવતાં જોઈ છે. એ બધાયને તે ધંધો કેમ ચલાવવો તેની સલાહ આપતી શીખવાડતી, તેણે એક નાનોસરખો ફાળો ઉભો કર્યો અને તેમાંથી તે ઉમ્મરે પહોંચી જવાથી યા બીજા કારણોને લીધે ધંધો નહિ કરી શકતી સ્ત્રીઓને મદદ કરતી.

"તેને ચરણે બેસી હું નવા પાઠ શીખ્યો. મને નવો રસ્તો સૂઝયો. ત્યારથી હું એ કામ કરું છું—આજ લક્ષ્મી નથી તો યે એ કામ હું ચલાવ્યા કરું છું."

ગાયકવાડની આંખમાં કનૈયાએ પહેલીવાર આંસુ જોયા. ગાયકવાડ બોલ્યે જતો હતો.

" મેં બહારથી એકપણ છોકરીને મેળવવા પ્રયત્ન કર્યો નથી. અહીંયાં આવેલી ફસાઇ પડેલી છોકરીને સારી કમાણી થાય અને તે સારી રીતે રહે તે માટે સર્વે કાંઇ કર્યું છે. આજે મારે બધા સાથે આટલો સારો સંબંધ છે, તેનું કારણ એ છે કે દુઃખના પ્રસંગે સહુ મારી પાસે આશ્રય લેવા આવી શકે છે.

" તને થશે કે આ પૈસો તો પાપનો કહેવાય. પણ દુનિયામાં પાપ અને પૂણ્યની વ્યાખ્યા તો સ્વાર્થબુદ્ધિએ યોજાયેલી છે. મિલ-માલિક મજુરોનાં ચૂસી રળે તે પૂણ્યના પૈસા ગણાય અને આ બિચારી સ્ત્રીઓ પ્રમાણિકપણે દેહ વેચી એ પૈસા મેળવે તે પાપ ગણાય! એવી નીતિની વ્યાખ્યા જેને કબુલ હોય તેને ખરી. મને તે મંજુર નથી."

કનૈયો શાંતિથી સાંભળતો હતો. તેને ગાયકવાડના જીવનની, જગતના જીવનની નવી દિશા જોવા મળતી હતી. જે જીવન તરફ તેને ઘૃણા હતી ત્યાંય આવા માનવીઓ હોય, રહેતા હતા, તે તેણે જીવનમાં આજ પહેલી જ વાર જોયું. જે ઉર્મિઓ ઉપર, કલ્પના ઉપર તેણે જીવનની કિલ્લેબંધી રચી હતી તે પોલી જ હતી?

અચાનક ગાયકવાડ બોલતાં અટકી ગયો, અને વિષયાંતર કર્યું. "હં; પછી તેં શું વિચાર કર્યો છે?"

આ અણધાર્યા સવાલ માટે કનૈયો તૈયાર નહોતો.

" મેં હજુ કાંઇ નક્કી નથી કર્યું. પણ મારું મન સુંદરના પૈસા લેતાં વારે છે. તેને ત્યાં ખાતાં, તેના પૈસાથી ચોપડી ખરીદતાં, મારો ઉલ્લાસ હણાઇ જાય છે. હૃદયમાં ભારે દુઃખ થાય

છે. નોકરી મળી જાય તો કરવી છે. મગજ ઉપરથી ભાર ઓછો થાય અને મન હળવું બને."

ગાયકવાડે આ અનુભવ વગરના જુવાનની ઉર્મિલ વાત ઉપર સ્મિત કર્યું.

"તારે હજુ ઘણા ઘડાવાની જરુર છે કનૈયા ! ત્યાં સુધી તું નહિ શીખે."

## ( ૨ )

અઠવાડિયા સુધી કનૈયો દેખાયો જ નહિ.

બરોબર અઠવાડિયાને અંતે રાત્રે ગાયકવાડ નસરવાનના રેસ્ટોરાંમાં બેઠો હતો. ત્યાં તે અચાનક આવી ગયો. તેની આંખો લાલ અને શ્રમિત હતી. તેના મુખ ઉપરની રેખાઓ વધુ કઠણ બની હતી. મૃદુતા લગભગ ભૂંસાઈ જવા આવી હતી. તેના અંગ ઉપર સફાઈદાર કપડાં નહોતાં. જે હતાં તે મેલાં હતા.

"આવ કનૈયા !" કનૈયાને જોતાં જ ગાયકવાડે બૂમ મારી. કનૈયો તેની પાસે આવીને બેઠો. તે ખૂબ જ અસ્વસ્થ હોય તેમ લાગતું હતું. "કેમ કાંઇ આટલા દિવસ અદૃશ્ય થઇ ગયો હતો ?"

કનૈયો નિરુત્તર રહ્યો. થોડીવાર ચૂપકીદી રાખ્યા પછી એકાએક તે બોલ્યો: "મારે ખાવું છે."

"જરુર ! અરે છોકરા ! બન અને પુડિંગ લાવજે !" છોકરાને ગાયકવાડે તુરત ઓર્ડર આપી દીધો. "કેટલા દિવસ થયા ખાધું નથી ?" તેણે કનૈયાની ઊંડી ગયેલી આંખો તરફ જોઇને પૂછ્યું.

"એ દિવસથી મારા ખિસામાં એક કોડી નથી. પરમ દિવસે તો ટોપલામાંથી પાંઉ ઉઠાવી લીધો હતો તે ઉપર આખો દિવસ ચલાવેલું. પણ પછીથી તો ચોરવા જેટલીય શક્તિ રહી નહોતી."

"રામકુંવર શું કરે છે?" બનાવોની કડી ગોઠવવાની ગાયકવાડને જિજ્ઞાસા થઈ.

"અઠવાડિયાથી હું તેને મળ્યો નથી. હું નોકરીની શોધમાં છું."

"આખરે તેં ધાર્યું જ કર્યું એમને?" ગાયકવાડને આ માણસની મૂર્ખતા માટે ટોણા મારવાનું મન થયું પણ તેણે એ ઈચ્છા ખાળી રાખી.

"હા!" દુખાતા સ્વરે તે બોલ્યો.

નોકર ખાવાનું આપી ગયો. ભૂખ્યા પશુની પેઠે, અક્ષરે બોલ્યા વગર કનૈયો બધું સાફ કરી ગયો. તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. તેના અવાજમાં હવે સ્ફુર્તિ આવી. તેણે હવે ટટાર થઈને આનંદિત બનીને વાત કરવાનું શરું કર્યું.

હવે જરા રાહત લાગે છે. સુંદરને ત્યાં મારાથી રહેવાતું નહોતું. ત્યાં કોઈ જાતના બંધન નહોતા પણ શરમની લાગણી મને સદાય સંતાપતી. માણસ પોતે જોખમ ખેડે ત્યારે જ સ્વતંત્ર હવા લઈ શકે, ત્યારે જ સાચો આનંદ ભોગવી શકે. બહારના જીવનમાં ભલે મુસ્કેલીઓ આવતી હોય, ભલે કાંટાઓ હોય તો પણ પેલાં પિંજરની સ્થિતિ કરતાં તેમાં વધારે સુખ છે. મને પાંઉ રોટી ચોરતાં પણ જરાય દુઃખ નથી થયું. માણસને જવાબદારીનું ભાન થાય છે, ત્યારે જ તે સાચો ઉલ્લાસ માણી શકે છે."

"અને હવે આ નવી જવાબદારીનો ઉલ્લાસ મનાવવા કયા નવા પ્રયત્નો કરવાનો છું?" સ્મિત કરતાં ગાયકવાડે પૂછ્યું.

"હું કામ શોધીશ. કામ નહિ જડે તો ચોરી કરીશ. પણ બીજાના પૈસા ઉપર નહિ જીવું. એવા પરાવલંબી જીવનના પિંજરમાં ફરીથી હું નથી જવાનો." માથું હલાવતાં મક્કમતાથી કનૈયાએ કહ્યું.

"એકની નહિ તો બીજાની ગુલામી કરીશ એમને? ગુલામીમાં જ સુખ લેવાનું હોય તો તારી બહેનની ગુલામી શું ખોટી છે?"

આ સવાલે કનૈયાને પાછો જમીન ઉપર આણી દીધો. તેનું મ્હોં વિલાઇ ગયું. "તમારા શું વિચારો છે, તે હું જાણું છું. જો સુંદરને ત્યાં હું નહિ રહું તો બીજાને ત્યાં મારે રહેવું પડશે. પૈસા તો એક સરખી રીતે જ આપવાના છે. તમારી વાત સાચી છે. પણ સુંદરને ત્યાં રહેવામાં મને કાંઇ મળવાનું નથી. બીજાને ત્યાં જઇશ તો મને ઘડાવાનું મળશે. મારે માથે જવાબદારીઓ લદાશે–જીવનને અનેક જોખમમાંથી પસાર થવું પડશે." તેના અવાજ ઉપરથી જ લાગતું હતું કે આ દલીલમાં તેને પોતાને શ્રદ્ધા નહોતી. થોડીક ક્ષણ માટે દૂર થયેલી હતાશા ફરી તેના મુખ ઉપર ઠરી.

"તેં જતા પહેલા રામકુંવરને વાત કરી હતી."

માથું હલાવી કનૈયાએ હા પાડી.

"તે હસી. તેણે કહ્યું 'તું અઠવાડિયામાં જ પાછો આવીશ.'"

એકાએક બાળકની માફક તેના મુખ ઉપર વિનયનું ઉદાસીન હાસ્ય ફરક્યું. "અઠવાડિયું આજે પૂરું થયું. અને હું ત્યાં નથી જવાનો."

## (૩)

બન્ને જણા રેસ્ટોરાંમાંથી ઊઠ્યા.

"કઇ બાજુ જાવ છો?" કનૈયાએ પૂછ્યું.

"કાનનને ત્યાં જવું [redacted]

"કાનન કોણ ?"

"તું ચાલ તો બ[redacted]

એક ગલી વટાવીને [redacted] કાનન ઘરમાં જ હતી. [redacted] આજે વધારે થાકેલી [redacted] રંગની બનાવટ છતાં [redacted] શકતી નહતી

"મહમ્મદ નથી કે શું? [redacted]

"હું પણ તેની રાહ જોઉં છું, [redacted] જવાબમાં નિરાધારી હતી.

"આખરે મેં માન્યું હતું એ [redacted] આવ્યા એટલે પૂના બાજુ ઉપડયો હશે. [redacted] પાછો ન યે આવે. તારો ઉપયોગ હવે પૂરો [redacted] તો ય બીજા કોઇકને લઇને. તેનો એવો ર[redacted]

ગાયકવાડના અવાજની સ્વસ્થતાએ કાનન[redacted] સંચાર કર્યો.

"તમે જાણો છો કે એ કયાં છે?"

"મને ચોક્કસ કાંઈ ખબર નથી. પણ હવે તારે તેની આશા મૂકી દેવી જોઇએ."

"પણ મને જતાં પહેલાં કાંઇ કીધું નહિ?" તેના શબ્દોમાં કટુતા કે કડવાશ નહોતાં. પણ દુઃખનો આવેગ હતો.

ગાયકવાડે ખભા હલાવ્યા. આટલા દિવસ સાથે રહેવા છતાં કાનન મહમ્મદને ઓળખવા શક્તિમાન થઇ નહોતી.

"મારા ઉપર ઇતરાજી થઈ હશે?" તેણે મંદ સ્વરે પૂછયું: "મેં સદાય તેનું કહ્યું માન્યું છે, તેણે જે જે કહ્યું તે તે કર્યું છે."

કનૈયો જ્યારથી આવ્યો ત્યારથી કાનન તરફ ધારીધારીને જોતો હતો. અચાનક તેણે પૂછયું.

"તમે ક્યાંના રહેવાસી?"

"મૂળ વતન તો ખબર નથી. પણ અહીં આવી તે પહેલાં કાશી હતી."

"કાશીનો ગંગાકિનારો ઘણો રમણીય છે?"

કાનને તેના સામું સાશંક દૃષ્ટિએ જોયું. આ પણ પેલા વિચિત્ર પ્રકૃતિવાળા માનવીઓમાંનો એક હતો કે શું?

"મને ખબર નથી." જડતાથી તે બોલી અને કનૈયાના ઉત્સાહ ઉપર પાણી ફરી વળ્યું.

લગભગ મધરાત થઈ ગઈ હતી. લોકો રસ્તા ઉપર ફરતા હતા. બારીઓ ઉપર દીવા ઝગતા હતા. બારીઓ ઉપર બેઠેલી સ્ત્રીઓ આંખો નચવતી ઇશારા કરતી હતી, તો કોઇક ભાવ ઠેરવતી હતી. અવાજનું કદ ઘણું વધી ગયું હતું.

"તારે આજે કોઈને બોલાવવાના નથી?" ગાયકવાડે કહ્યું.

"મને કાંઈ સૂઝ પડતી નથી. રોજ મારે માટે માણસો મહમ્મદ શોધી લાવતો."

"તો હવે શું કરશે? મહમ્મદ ઉપર ભરોસો રાખ્યે તારું પેટ નહિ ભરાય."

"કાલથી કાંઇક શરુ કરીશ. મને હજી બરાબર ગમ નથી પડતી. આખો દિવસ આમ બેસી રહું છું. અહીં કોઇને ઓળખતી નથી કે તેની પાસે જઇને પૂછું." તેના સ્વરમાં નિરાધારતા અને કરુણા હતાં. તેની આંખો આમતેમ ફરતી હતી. એ ભાવવિહીનતા અને ઉમળકાહીનતામાં તે આ બન્નેને પોતાનો રસ્તો પૂછતી હતી.

ગાયકવાડ તેને તોડ કાઢી આપવા ઉત્સુક હતો પણ કનૈયાની હાજરીમાં તે ન બોલ્યો.

"તું આજ રાત્રે ક્યાં સુવા જવાનો છું?" કાંઇક વિચાર આવતાં તેણે કનૈયાને પૂછયું.

કનૈયો તુરત જવાબ ન આપી શકયો. "કયાંક જગ્યા શોધી લઇશ." થોડી વારે તેણે કહ્યું.

"ચાલ! મારી સાથે." ગાયકવાડે તેને કહ્યું તો ખરું પણ તેમાં કનૈયાને કશો ઉમળકો ન લાગ્યો. "નહિતર એમ કર, અહીંયાં જ રહી પડ. કાનનને ત્યાં મારા ઘર કરતાં વધુ સગવડ હશે."

જરાય આનાકાની વગર કાનને આ સૂચના મંજુર રાખી. "મને કાંઈ વાંધો નથી. ઘરમાં બીજું કોઇ છે નહિ અને મહમ્મદ પાછો આવે તેમ લાગતું નથી."

ભય અને મૂંઝવણથી અવાક્ બની ગયેલો કનૈયો થોડાક શબ્દો બોલી શકયો. "ના...ના હું..."

પણ એ વાકય પૂરું કરે તે પહેલાં તો ગાયકવાડ તેને કાનન પાસે મૂકીને ચાલ્યો ગયો હતો.

શિકારી વાઘની બોડ પાસે બકરાને લઈ જઈ શિકાર કર્યો વગર જ વાઘનો ભોગ થવા બકરાને મૂકી આવે તેવી સ્થિતિ કનૈયાની કરવા માટે ગાયકવાડને ગ્લાનિ થઈ. તદ્દન નવીન વ્યક્તિ માટે વેશ્યા પાસે, તેમાં ય કાનન જેવી શાંત–લગભગ જડ કહી શકાય તેવી સ્ત્રી પાસે રહેવું કેટલું દુઃખજનક શરમજનક હોય છે, તેનો તેને ખ્યાલ હતો. કનૈયો ઉર્મિલ અને અનઘડ હતો. તેને કાનન સાથે આખી રાત ગુજારતાં કેવી વીતી હશે તેની કલ્પના કરતાં આવું ન કર્યું હોત તો ઉચિત થાત એમ ઘેર આવ્યો ત્યારે ગાયકવાડને થયું. પથારીમાં પડયો ત્યારે પણ એવી જ ગુન્હાની લાગણી હતી. થોડી-વારતો એણે પથારીમાં આળોટયા કર્યું.

પણ બીજે દિવસે જ્યારે કનૈયો મળવા આવ્યો ત્યારે ગાયક-વાડનું ડંખતું અંતઃકરણ શાંત થયું. નવી સ્વપ્નસૃષ્ટિના નિર્માણનું તેજ કનૈયાના નેત્રોમાં સુહાસતું હતું. માનસિક શારીરિક ક્ષુધામાંથી પરિણમેલ આંતરિક બાહ્ય પરિશ્રમ અલોપ થઇ ગયો હતો. મુખ ઉપર પ્રસન્નતા હતી. કપડાં સ્વચ્છ અને સુઘડ હતાં.

"વિલક્ષણ છોકરી છે" ગાયકવાડને તેણે કહ્યું. "શાંત ભોળી આત્મરત–ગામડાની કન્યા હોય તેવી. દૂર રાખે છતાં આકર્ષણ લગાડે, પારકી છતાં પોતીકી...તેનું નિમંત્રણ હતું મને શૃંગો અને ગગન ખૂંદવાનું. સરિતાના ઉછંગે રમવાનું. મારી સૃષ્ટિ જાગૃત થઇ ઉઠી. મારાં સ્વપ્નાં સજીવ બની તેના સંગે દોડવા લાગ્યાં." તેનો કોમળ અવાજ અંતરના ઉલ્લાસને વ્યક્ત કરતો ઊંચે ઊંચે ચઢતો હતો.

ગાયકવાડની ગ્લાનિ અદૃશ્ય થઇ ગઇ. તેને કુતૂહલ થયું.

"બરોબર ઊંઘ આવી હતી?" તેણે પરોક્ષ પ્રશ્ન કર્યો.

"અમે ખૂબ વાતો કરી. પેલો મહમ્મદ સાલો બદમાશ કાનન સાથે હરામખોરી જ ચલાવે છે. છોકરીને પૈસા આપતો નથી. જે પૈસા આવે તે એ જ ઉડાવી ખાય છે. સારી રીતે કાનનને રાખતો પણ નથી. આજે તો ઘરમાં ખાવાનું પણ નહોતું. આપણે ગયા ત્યારે તે સવારની ભૂખી બેઠી હતી. આજે સવારે તેણે બંગડીઓ નસરવાનને ત્યાં વેચી દીધી ત્યારે થોડું ખાવાનું અને ચહા અમે પામી શકયા. અને આ ભોળી છોકરીને મહમ્મદના વર્તન માટે કશી ફરિયાદ પણ કરવાની નહોતી. નોકરડીની માફક ઘર સાફ રાખે, રાંધે ને રાત્રે શરીર વેચે અને પેલો મોજ કરે. છતાં કાનનને તેના વિરુદ્ધ એક શબ્દ પણ કાઢવાનો નહોતો. માત્ર તેને એમ થતું કે મહમ્મદ આવો ગંદો અને સ્વાર્થી શા માટે બનતો હશે. આખું જીવન બરબાદ કર્યું તે વિષે ફરિયાદ કરવાને બદલે મહમ્મદ ગંદા કપડા ગમે તમે ફેંકી જતો, અસ્વચ્છ રહેતો તે વિષે તેને વધારે કહેવાનું હતું. શું અજબ છોકરી છે! તે બિચારી સાવ જડ બની ગઈ છે. તેને આ બધું બસુરું, અકારું લાગે છે. આ શહેરના વશીકરણથી હજીય તે મુકત છે. મને તો એમ છે કે આ શહેર તેને ફોલી ખાશે. મારી નાંખશે. તે પહેલાં તેને તેના સ્થાને લઇ જવી. કોઇક ગામડામાં રહેશે તો તેનું જીવન સુખી, સંતોષી બનશે.

"તારી સાથે આવશે?"

કનૈયો ખુરશીમાંથી ઉભો થયો. બારણાની બહાર અસંતુષ્ટ ક્ષુધાર્તની માફક એબાકળી દષ્ટિ તેણે ફેંકી. થોડીવાર રહીને તેણે જવાબ આપ્યો "તેને આમ પશુ જેવી થવા દેવી? આ બંધનમાંથી તેને છોડાવવામાં નહિ આવે તો ઢોર જેવી જ થઈ જશે. આજે કોઇનીય સાથે સંગ કરતા તેને વાંધો નથી આવતો. ગઈકાલે રાત્રે હું તેને ત્યાં સૂતો હતો, ત્યારે પણ

તેણે એમ માની લીધેલું કે હું સહુની જેમ શરુઆતમાં આનાકાની કરીશ પણ પાછળથી એ બધાની માફક મારા વાંધાઓ હવામાં ઉડી જશે અને તેણે મને એ વિષે જડ ઉર્મિહીન યંત્ર માફક પૂછયું પણ ખરું. આવી સ્થિતિમાં તેને રહેવા દેવી એ ગુન્હો છે, પાપ છે." ઉશ્કેરાઇને બોલતો હોય તેમ ઊંચા સાદે ઘાંટા પાડી કનૈયો બોલતો હતો.

ગાયકવાડ નિરુત્તર હતો. તે વિચારે ચઢયો હતો. પુરૂષોને શરીર વિકૃત કરવાની અનુમતિ આપી કાનન આત્માને સંરક્ષતી હતી કે તે બન્નેનાં વિનાશ માટે એક સાથે પાય માંડતી હોય તેમ સાવ જડ બની યંત્રવત કામ લેવા માંગતી હતી? તેની વિલક્ષણતા પાછળ અકલિત ગૂઢ આશય રમતો હતો કે હેતુહીન જીવનને એ રીતે પુરું કરવા સિવાય બીજો કોઇ આરો ન હતો તેવી પ્રતીતિએ આપેલી એ પ્રકારની મૂંગી જડ અનુકૂળતા જ હતી?

કનૈયો બારણા આગળ જ ઊભો રહ્યો. તેની દૃષ્ટિ અતલને ભેદી તેની પાર રહેલા કાલાતીત સૌંદર્યસ્વપ્નને નીરખવા મથતી હોય તેમ સ્થિર, નિશ્ચલ હતી. શહેરની આખી નિષ્ઠુરતા, ક્રૂરતા જીવનને સડાવી દેશે. રહીસહી ઉર્મિઓ આજે ય છૂંદાઇ જવા આવી છે. પછી તો તેના ઉપર સીસું રેડાશે. ફરી આ ઉર્મિઓ ત્યાં ન પાંગરે તે માટે વાતાવરણ ફેરવાય તો તેની નિતાંત સુંદરતા કેવી તેજોમય પ્રભાવશાળી બની ઊઠે?"

અચાનક, ઉનાળે ઘૂમરી લેતા વંટોળની માફક તેણે ચકાવો લીધો અને ગાયકવાડની સામું જોઇ રહ્યો. તેનો અવાજ કંપતો હતો.

"તેને અહીં રહેવા દેવામાં પાપ છે. હું તેને અહીંયાં નહિ સડવા દઉં. હું હરકોઇ ઉપાયે તેને અહીંયાંથી લઈ જઈશ."

ગાયકવાડના મુખ ઉપર એક કૃત્રિમ હાસ્ય ફરક્યું. આ જુવાનનો ભાવનાવાદ ભવ્યતાના સર્વોચ્ચ શિખરે બિરાજતો હતો કે ધુમ્મસમાં ઘેરાઇ હાસ્યાસ્પદ બનતો હતો?

"મહમ્મદ પાછો આવશે ને કાનનને નહિ જુવે તો તારા ઉપર કિન્નો રાખશે." તેને ડર બતાવવા ગાયકવાડે કોશિશ કરી.

ધમકીથી લાપરવાહ હોય તેમ કનૈયો બોલ્યે જતો હતો.

"આ વાતાવરણમાંથી તેને છોડાવવાની મારી ફરજ છે." તેણે પોતાના અફર નિર્ણયનું પુનરોચ્ચારણ કર્યું.

"અને પૈસા ક્યાંથી આવશે?" તાત્વિક ભીતિ રજૂ કરતાં ગાયકવાડે શંકા દેખાડી.

કનૈયાને ગાયકવાડ ઉપર ક્રોધ આવ્યો. જે વ્યક્તિ પાસે તેણે સહાનુભૂતિની, સહાયની અપેક્ષા રાખી હતી તે જ તેના માર્ગમાં વધારેમાં વધારે આડખીલીઓ નાંખતી હતી. તેના ઉત્સાહ ઉપર નિરાશાનો કૂચડો ફેરવતી હતી.

"સાચી વાત છે. મારી પાસે નાણાં નથી." નરમ બનીને વીલે મ્હોંએ તે બોલ્યો. પણ તુરત જ સતેજ કલ્પના તેની મદદે દોડી આવી.

"પૈસા? પૈસા હું પાતાળ ખુંદી લઈ આવીશ પણ તેને હું જરુર આ નરકાગારમાંથી ઉગારીશ."

તેને વધુ હતાશ કે નિરુત્સાહી કરવાની ગાયકવાડને ઇચ્છા નહોતી. તેણે ગજવામાંથી પચાસ રૂપીઆ કાઢ્યા, કનૈયાના હાથમાં મૂક્યા અને લાગણીપૂર્વક ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "તને એમ થતું હશે કે મદદ કરવાને બદલે હું તને નિરુત્સાહી બનાવું છું. પણ સાચું કહું? તારા માર્ગમાં તું સફળ થાય તેવો મને હજુય વિશ્વાસ નથી. હજી તેં દુનિયા જોઈ નથી માટે તને તારી શક્તિમાં શ્રદ્ધા પડે છે. તું અહીંથી જશે તો પણ તારે એક દિવસ પાછું અહીંયાં જ આવવું પડશે. તારી કવિતાને ખીંટીએ લટકાવી તારે દુનિયાની દાનવી નમ્રતા–ભીષણતા જોવી પડશે. છતાં હું તને મારા

તરફથી કહી રાખું છું કે મારી તને સર્વ પ્રકારની મદદ મળી રહેશે. તું સફળ થાય તેમ હું અંતરથી ઇચ્છું છું."

કૃતજ્ઞ આભારવશ નેત્રે કનૈયો આ દાન અને આ દાતા તરફ જોઈ રહ્યો.

"તારી પાસે જ રાખજે."

પણ કનૈયાએ તે પૈસા ન લીધા.

# પ્રકરણ ૫ મું

## [૧]

કનૈયાના ગયા પછી ગાયકવાડ સાચે જ વિચારચકડોળે ચઢી ગયો હતો. કનૈયાની ઉર્મિશીલતા તેને કયાં દોરી જશે તેના ખ્યાલે તે કંપતો હતો. વધારે ઊંડા પાણીમાં ઉતરતાં પહેલાં આ એક જ અનુભવથી કનૈયો કાંઈક શીખી લ્યે તેવું તે અંતરથી ઇચ્છતો હતો.

એવી ઇચ્છાના ઘડતરમાં માત્ર તેના પરોપકારી મનનો જ હિસ્સો નહોતો. સુંદર તરફની તેની લાગણી પણ કારણભૂત હતી. સુંદર કનૈયાને જુદી રીતે ઘડવા માગતી હતી. કનૈયાને જીવન-સંગ્રામથી વિમુખ રાખી સુંદરતાની સંગીતસૃષ્ટિ સર્જવાના કાર્યને સરળ બનાવવાની ઇચ્છા સુંદરે અનેકવાર પ્રદર્શિત કરી હતી. પણ તેનો અનુરોધ વ્યર્થ ગયો હતો. અપતરંગી કનૈયો અપ્રતિહાર્ય ભાવનાના પંથે ધસડાયે ગયો—ન અટકયો. ગાયકવાડને એમ હતું કે કનૈયાને તે આસમાનથી અવનિ ઉપર લાવી શકશે અને સુંદરની

ઇચ્છા સંતોષી શકશે. તેમ ન બની શક્યું. પવનના પ્રચંડપ્રપાતે કાગળ ઘસડાયા જ કરે તેવું કનૈયાની લાગણીનું બન્યું હતું.

સુંદરને મળવાની તેની ઉત્સુકતાને કનૈયાના છેલ્લા આચરણે વધારી મૂકી.

તે બપોરના સુંદરના આવાસે જઈ પહોંચ્યો ત્યારે ત્યાં સુંદર સિવાય કોઈ નહોતું. સાજીન્દાઓ બહાર ગયા હતા. સુંદર હિંચકા ઉપર બેઠી બેઠી ગીતના સ્વરો ઘૂંટી રહી હતી.

"મને હતું જ કે આજે તું આવશે." પ્રસન્નસ્વરે સુંદર બોલી. પણ અવાજની એ પ્રસન્નતા તુરત જ ઘટી ગઈ. તેમાં થોડો ક્રોધ આવી ગયો. "કનૈયો ક્યાં છે?"

ગાયકવાડ તેની સાથે હિંચકા ઉપર બેઠો. "તારો ભાઈ કવિ છે. કયા આકાશમાં ઉડવા તેનું મન દોડતું હશે તેની શી ખબર પડે?" સુંદરના ક્રોધના મારણ જેવા કટાક્ષમાં તેણે જવાબ વાળ્યો. તેની આંખમાં રહેલી સહાનુભૂતિએ સુંદરનો ક્રોધ પીગળી ગયો. તેના અવાજમાં પાછું હેત આવ્યું.

"બિચારો ઘણો હેરાન થતો હશે. તારી પાસે આવ્યો હોય એ રીતે મેં પૂછ્યું હતું. ગાંડો છે. પણ તેને મદદ કરવાનું ન ચૂકીશ. તેની કવિતા તો નિદ્રા જેવી છે. તેમાં ચાલવા જશે અને અથડાઈ પડશે તો ભાંગીને તેના ભૂક્કા થઇ જશે."

ગાયકવાડે કનૈયા સાથેની વાતચીત કહી સંભળાવી. "તારો બોજ તેને અસહ્ય લાગે છે. કોઇ પણ રીતે તે ઉતારી નાખવા માંગે છે."

"હું શું કરું! સમજતો જ નથી. દુનિયાથી તે સાવ બેખબર છે. ભૂખે મરી જશે અગર ચોરી કરી જેલમાં જશે." તેના અવાજમાં ય ગ્લાનિનો થડકાર હતો.

" દુનિયામાં જ્ઞાન પામવાનો રસ્તો એવો જ હોય છે. આપણે ક્યાં સુધી તેના પગે સાંકળો બાંધી રાખીશું ? માણસને પરોક્ષ સાંકળોનું વજન નથી સાલતું. પણ સાધી રીતે પગે બાંધવામાં આવેલી સાંકળો તોડવાની ઇચ્છા તે કદી રોકી શકતો નથી."

"હું એ ઇચ્છા રોકી રાખીશ." સુંદરનો અવાજ ઉંચા સપ્તક ઉપર પહોંચી ગયો હતો. " મારે મારા આખા કુટુંબને વિનિપાત તરફ ધસડાતું નથી જોવું. ઘરમાં એક જ વ્યક્તિ એવા નરકમાં પડી રહે એટલું પૂરતું છે. આ છોકરામાં શક્તિ છે. દુનિયામાં આગળ વધી શકે તેવી પ્રતિભા તેની પાસે છે. તેનાં કાવ્યોમાં મને સ્હમજ નથી પડતી. પણ એ કાવ્યોમાં રમતો પ્રકાશ હું ઝીલી શકું છું. મારે એ અભિનવ પ્રકાશ જગતમાં ફેલાતો જોવો છે એટલે મારે તેને આમ વહેતો નથી મૂકવો. આમ વહેતો રહેશે તો નદીમાં વહેતા લાકડાની માફક સડી જશે—તમે બધાએ તેને ઉત્તેજન આપી રહ્યાં છો—બગાડી રહ્યા છો."

તે રોષે ભરાઇ હતી. ગાયકવાડ ઉપર તેણે અંતરનો ઉભરો ઠાલવ્યો. ગાયકવાડ ચૂપ બેસી રહ્યો.

" તું કાનન વિષે કહેતો હતો તે છોકરી છે કોણ ?"

" તે હમણાં થોડા સમયથી કાશીથી આવી છે. મહમ્મદે તેને અહીંના ધંધામાં ઉતારી. હું કનૈયાને તેને ત્યાં લઇ ગયો હતો. કનૈયો તેને ત્યાં એક રાત રહ્યો. તેના મગજ ઉપર એ ભૂત ભરાઈ બેઠું છે કે કાનનના આત્માનો અહીંયાં વિનાશ થઈ રહ્યો છે, એટલે અહીંયાંથી તેને દૂર લઈ જવા માંગે છે." ગાયકવાડ સમજાવતો હતો.

" શાબાશ ! શું ઉપકારી છે તું ? અહીંથી બહાર ગયો કે તેં તુરત જ તેને વેશ્યાઓ પાસે લઈ જવા માંડયો ? આવું કયારથી કરવા માંડયું ?" સુંદરનો ગુસ્સો ઓર વધી ગયો.

"એ સિવાય અન્ય ઉપાય જ નહોતો." ગાયકવાડ નમ્ર હતો. "તેં આ દુનિયાથી તેને અલગ રાખવા કોશિશ કરી. તેનું જીવન અશાંતિમાં ગુંગળાવા લાગ્યું. બીજા કોઈના સંગમાં આ ગુંગળામણ વિસરે નહિ ત્યાં સુધી તે સ્થિર થાય તેમ નહોતું. કાનન સાથે એટલા માટે મેળવી આપ્યો કે કાનન સાથે ન મેળવી આપ્યો હોત તો તે ખરાબે ચઢી અફળાઇ જાત. અને કાનન બજારુ વેશ્યા નથી તે હું કદી દઉં. હજી તેના ઉપર બજારના રંગો પૂરેપૂરા નથી ચઢયા. તેની લાગણી ઉપર માત્ર રાખ ચઢી છે. એકાદ ફૂંકે એ રાખ ઉડી જાય તો તેની ઉષ્મા કનૈયાને તેની કવિતાભિમૂખ કરશે. કનૈયાને બચાવવાનો એજ રસ્તો મને ઠીક લાગ્યો અને મેં લીધો."

"તને શ્રદ્ધા છે કે કનૈયો ખરાબ રસ્તે નહિ ચઢી જાય?" ખાત્રી માંગતી હોય તેમ કરુણ વિશ્વાસભર્યા અવાજે સુંદરે પૂછ્યું.

"એ તો હું નથી કહેતો. તેનું નવું ભૂત છોડી દે તો સુખી થશે તેમ માનું છું. બાકી કાનનને અહીંથી છોડવી બીજે સ્થળે લઈ જવામાં તો એ ખત્તા જ ખાશે. તો પણ આપણે કાંઇ જ કરી શકવાના નથી. જો તે ખરાબ થવાનો જ હશે તો આપણી સાત મદદ તેને તેમ થતા નહિ અટકાવે. ઊલટું તે જલદીથી એ રસ્તે ચાલ્યો જશે."

સુંદરનો આત્મા સંતોષાયો હોય તેમ તેણે પ્રસન્ન થવા પ્રયત્ન કર્યો. અને આનંદિત બની નસરવાન સાથેના પ્રસંગોનું રસિક બયાન અભિનય સહિત કરવા લાગી. કનૈયાનો કોયડો અંધારખૂણામાં પડી ગયો હોય તેમ ઉત્સાહથી તે નસરવાનના ચાળા પાડતી હતી; પોતે દાગીનાની માગણી કરી ત્યારે નસરવાનનું મ્હોં કેવું લેવાઈ ગયું, દાગીનાને બદલે થોડાક રૂપીઆથી રીઝવવાના કેવા પ્રયત્નો કર્યા; પોતે કેવી રીતે મ્હોં મચકોડી એ પ્રયત્નો અવગણી જીદ પકડી રાખી, અને જ્યારે નસરવાનના સર્વ અનુનય છતાં તે

બેસી જ રહી ત્યારે નસરવાને ગજવામાંથી ઘડીઆળનો અછોડો કાઢી, ભગવાનને ભેટ ધરતો હોય તેમ ધર્યો: તે આખી કથાએ ગાયકવાડને ખૂબ હસાવ્યો. આ વિજયથી આકર્ષાઈ તે અંદર જઈને એ અછોડો લઇ આવી અને પોતાને હાથે ગાયકવાડના પહેરણ ઉપર એ લટકાવી દીધો.

"લ્યો મહેરબાન! કેવોક લાગે છે? લાવું અરીસો?"

"ઘણો સરસ લાગે છે. પણ તું આ અછોડાને શું કરીશ?"

"કનૈયો કાનનને પરણશે ત્યારે તેને ભેટ આપીશ."

સુંદરના મગજમાં જે વિચારો દોડતા હતા તે જોઈ ગાયકવાડને આશ્ચર્ય થયું. હમણાં થોડીક ક્ષણ પહેલાં તો કાનન સાથેનો કનૈયાનો સંબંધ તેને રુચ્યો ન હતો. તેના અભિપ્રાયમાં કેવો ઝડપી ફેરફાર થયો હતો?

"બન્ને પરણે એમ તું ઇચ્છે છે?" ગાયકવાડે એજ આશ્ચર્યમુગ્ધતામાં પૂછ્યું.

"હા અને બન્ને અહીંથી ચાલ્યા જાય તેમ પણ હું ઇચ્છું છું. હું બન્નેને બધી મદદ કરીશ. તું તેને ઉત્તેજન આપજે. તેને સવડ કરી આપજે. તેને જોઈતા પૈસા આપજે."

"મેં તેને પચાસ રૂપિયા આપવા માંડયા હતા પણ તેણે ન લીધા. તે કહે છે કે હું જાતકમાઈ કરીને પૈસા મેળવીશ પણ બીજા કોઈ પાસેથી નહિ લઉં. મિત્રોના સગાંઓના ઉપકાર ચઢાવી હું કંટાળી ગયો છું."

સુંદરનું મ્હોં પડી ગયું. તેનો આનંદ ખીંખાઇ ગયો. "બહુ જીદ્દી છે." તે બોલી. પણ તુરત જ એકાએક કાંઇ વિચાર સુઝતાં તેની આંખો ચમકી ઉઠી.

"મારે કાનનને મળવું છે. તું મેળવી આપીશ ?"

સુંદરના આગ્રહીપણાએ, દઢતાએ, ગાયકવાડનું તેને માટેનું માન વધારી દીધું. તેણે હા પાડી.

"હું બનશે તો અહીંયાં જ લઈ આવીશ." તે ત્યાંથી ઉઠ્યો.

બીજે દિવસે સાંજે ગાયકવાડ કાનનને ઘેર ગયો ત્યારે તેના અચંબાનો પાર રહ્યો નહિ. તેની ધારણાથી ઊલટું મહમ્મદ પાછો આવી ગયો હતો અને ત્યાં જ બેઠો હતો. એક આરામ ખુરશીમાં કનૈયો વ્યગ્ર આંખો ફેરવતો ખુરશી સાથે જડાઇ ગયો હોય તેમ પરાણે બેઠો હતો. મહમ્મદની હાજરી તેને અરુચિકર હતી છતાં તે કાંઈ બોલી શકતો નહોતો. કાનન નિર્જીવ પૂતળાની માફક શાંત સ્થિર બેઠી હતી.

મહમ્મદ ખૂશમિજાજમાં હતો. બદન ઉપર ઝીણું અતલસી પહેરણ હતું. મુખમાં પપપની સિગારેટ હતી.

"કેમ મહમ્મદ! કયાં જઈ આવ્યો ? વેપાર પાણી ?"

"ફાંકડા યાર ! ફાંકડા !" મહમ્મદ આનંદમાં હતો. "પૂના જઇ આવ્યો. આ વખતે તો રેસમાં એક ઘોડો પણ લાગી ગયો. છોકરી ભાગ્યશાળી છે. નહિતર આપણા તકદિર આવાં ન હોય." તેણે કાનન તરફ જોઈને આંખ મિચકારી. "કયું જાની ! આજ જઇશું ને ?" કાનન તરફ જોતો તે બોલ્યો. કનૈયો ખુરશીમાં સળવળતો હતો. મહમ્મદની વાતો તેનાથી સહન થતી નહોતી.

"તું અહીંથી ગયો પણ કહેતા તો જવું'તું. કાનન તારી ચિંતામાં અરધી દુબળી થઈ ગઇ." ગાયકવાડ જાણે ઠપકો આપતો હતો.

મહમ્મદ ખડખડાટ હસી પડયો. "તું આને દુબળી થઇ ગયેલી માને છે ? તોબા તારાથી ! તારો સ્વભાવ એવો પડી ગયો છે કે આ બધા તરફ તું એવી જ નજરે જૂવે છે. બાકી આને દુબળી

કોણ માને? અરે મારી ગેરહાજરીમાં તેણે કેટલી મઝા ઉડાવી હશે. એ તો તેને પૂછ! એને તો એમ હશે કે એક કાસળ ગયું. પૂછ તેના આ આશકને!" કનૈયા તરફ આંગળી ચીંધી વળી મહમ્મદ હસ્યો. તેનું હાસ્ય કનૈયાના હૈયામાં બરછીની માફક ભોંકાયું.

"કેમ મઝા પડેલી ને!" તેણે કાનનને પૂછ્યું પણ કાનન જવાબ વાળે તે પહેલાં તો તે બોલી ઊઠ્યો. "એમાં કાંઇ વાંધો નહિ. હવે આ ધંધામાં પડયા એટલે એવું બધું કરવાનું. કેમ રે!"

કનૈયો અચાનક ખુરશી ઉપરથી ઊભો થયો. તેની આંખમાં ગુસ્સાનું પ્રચંડ મોજું ઘૂમરી લેતું હતું. "આપણે...આપણે બહાર જઇશું?" તે કંપતા અવાજે ગાયકવાડ તરફ જોઇને બોલ્યો.

## [ ૩ ]

ઘરમાંથી બહાર રસ્તા ઉપર આવતાં કનૈયાના રોષને વાચા મળી. સામાન્ય રીતે રંગવિહીન આંખો ઊંડા દુઃખે ચમકતી હતી. તેણે મુઠીઓ વાળેલી હતી.

"સાંભળતા હતા ને તમે! ગૂંડો! નરાધમ! પાપી! દુષ્ટ! મેં ધાર્યો હતો તે કરતાં પણ વધુ ખરાબ નીકળ્યો. અધમતાનો અવતાર છે. મારે જલદીથી કાંઇક કરવું જોઇએ. મારે તેને અહીંથી લઇ જ જવી જોઇએ."

થોડીવાર સુધી ગાયકવાડ કશું ન બોલ્યો. પણ પછી માયાળુ અવાજે તે શબ્દો ઘૂંટતો હોય તેમ બોલ્યો.

"જો કાનનને છૂટવું હોય તો છૂટી શકે છે."

"તમે એમ માનો છો કે તેને આ જીવન પસંદ છે? આ જીવન ઉપર તેને નફરત આવતી નથી? આ અપમાનોની તેના

ઉપર કશી અસર થતી નથી એમ ને?". તેના અવાજમાં તિરસ્કાર હતો. "આ દુનિયામાં તમે રીઢા થઇ ગયા છો એટલે તમે બીજો વિચાર જ નથી કરી શકતા. તમે તો એમ જ માનવાના કે એકવાર એક વ્યકિત અહીંયાં ઘસડાઇ આવી પછી આ નાગપાશથી મુકત થવાનું તેને માટે ભારે વિકટ છે. અને તેને એમાં જ જકડાઇ રહેવું ગમે છે. તમારી દૃષ્ટિ સંકુચિત બની છે એટલે તમારી આંખોએ બીજું કાંઇ ચઢી શકતું જ નહીં."

"અહીંના વાતાવરણમાં જડતા જલદીથી આવી જાય છે. કાનન પણ જડ થઇ ગઇ હોય તો નવાઇ નહીં."

ઊંડું દુ:ખ થયું હોય તેમ કનૈયો શાંત રહ્યો. બન્ને ઝડપથી ચાલતા હતા. અચાનક કનૈયો આવેશથી બોલી ઊઠયો : "હું તેને અહીંથી લઇ જ જવાનો."

ગાયકવાડે કશી ટીકા ન કરી. બન્ને રેસ્ટોરાંમાં જઇને બેઠા ગાયકવાડે કનૈયાને પૂછયા વગર જ વિમ્ટો મંગાવ્યો. કનૈયાને એવું જ આશ્વાસક પીણું ગમશે, તેમ તેણે ધારી લીધું. વિમ્ટોના બે ગ્લાસ આવીને તેમની સામે પડયા. કનૈયાની દૃષ્ટિ કાંઇક બીજે જ હતી. તેણે પહેલી જ વાર ગાયકવાડ પાસે સિગારેટ માગી. ગાયકવાડને આશ્ચર્ય થયું, છતાં તેણે કશી ટીકા કર્યા વગર ગજવામાંથી સિગારેટ કાઢીને આપી. જરા કઢંગી રીતે કનૈયાએ સિગારેટ સળગાવી. તે સિગારેટ પીવાથી ટેવાયો નહોતો એમ તેની સળગાવવાની રીત ઉપરથી ગાયકવાડને લાગ્યું.

તે વારંવાર બોલવા પ્રયત્ન કરતો હોય તેમ લાગ્યું પણ હોઠે આવેલા શબ્દો પાછા હૈયે ચાલી જતા. ગાયકવાડ તેની રીતભાતને નિહાળ્યા કરતો હતો. નિર્ણયની અનિશ્ચિતતામાં ઝોલાં ખાતો કનૈયો અવનિ ઉપર ઉતરતા અંધકારના ઓળામાં રેસ્ટોરાંના દીવાના તેજે એક પડછાયા–પ્રતિકરૂપે લાગતો હતો. અંધકારમાં

અજવાળું શોધતા માનવીનું પ્રતિક ! માત્ર તારાઓમાં રાચતી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા મથતા અજ્ઞાનીનું પ્રતિક !

નિર્ણય કરવાનો અવકાશ મળે તે પહેલા તો સિગારેટનું ઠુંઠું કાઢી કનૈયાએ ફેંકી દીધું અને ગાયકવાડનો હાથ પકડી આર્જવપૂર્ણ સ્વરે તે બોલ્યો.

"તમે પચાસ રૂપીઆ આપવાનું કહ્યું હતું. તે દિવસે મેં ગુમાનમાં રહીને લેવાની ના પાડી હતી. હવે તમે આપશો ? હું બીજી રીતે પૈસા નહિ મેળવી શકું, અને એટલા દિવસ કાનનને આ રાક્ષસના પંજામાં પીડાતી પણ નહિ જોઇ શકું."

કશુંએ બોલ્યા વગર ગાયકવાડે પૈસા કાઢી આપ્યા ને સ્નેહથી કનૈયાના હાથમાં મૂકયા.

## ( ૪ )

કનૈયો આટલો બધો ઉત્તેજીત કેમ થયો હતો તેનું સાચું કારણ જાણવા ગાયકવાડ મથામણ કરતો હતો. કાનનને આ નર્કાગારમાંથી છોડાવવાની ઉલટે આટલું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું તે પાછળ બીજું કાંઇક કારણ હોવાનું તેણે અનુમાન કર્યું.

એ અનુમાનને તે મહમ્મદને મળ્યો ત્યારે પુષ્ટિ મળી ગઇ.

"હું તને મળવાનો જ વિચાર કરતો હતો". રસ્તા વચ્ચે ભેટો થઇ જતાં મહમ્મદે કહ્યું.

"કેમ કાંઈ આ કઠતા બપોરે આટલી ઉતાવળમાં કયાં ચાલ્યો ?" મહમ્મદના શબ્દોમાં રહેલા ગર્ભિત સૂચનનો જવાબ આપવાને બદલે મહમ્મદના મ્હોં ઉપર રહેલી અધીરાઇ અને પગની ગતિને નીરખતાં ગાયકવાડે નવો સવાલ કર્યો.

"આ ઉતાવળ હતી એટલા માટે તો તને મળવું હતું."

બન્ને જણાએ સાથે ચાલવા માંડયું. "કેમ ખાસ કાંઈ!"

"મારે ત્યાં કાનનને મળવા જે છોકરો આવ્યો હતો તે કોણ છે?"

"નામ જાણવાની દરકાર તેં કયારથી કરવા માંડી? કોણ આવે છે ને કોણ જાય છે તેની યાદી બનાવવા જઈશ તો તારો તાગ પણ નહિ આવે." એક વેધક સ્મિત ગાયકવાડે કર્યું.

ગાયકવાડ વાત ઉડાવતો હતો તે મહમ્મદે જોયું. ગાયકવાડ ચાલાક હતો તેની તેને ખબર હતી. તેણે સીધી જ વાત કરવાનો નિશ્ચય કર્યો.

"મને બીજાનાં નામ જાણવાની દરકાર નથી એ વાત સાચી છે. પણ આ નામ જાણવું છે. મારે તેની સાથે તકરાર થતાં રહી ગઈ."

કનૈયાની ઉત્તેજનાનું રહસ્ય હવે પરખાતું હતું. આ તકરારની વિગતો જાણવાની ઉત્સુકતા ગાયકવાડે થોડીવાર દબાવી રાખી.

"કેમ તારે તેને પૂરો કરવો છે કે શું?" તે હજીય સીધી વાત નહોતો કરતો. મહમ્મદ હસ્યો. તેના હાસ્યમાં ભીષણ ક્રૂરતાનો રણકાર હતો.

"પૂરો કરવો હોત તો ત્યાં જ કરી શકત. આ મહમ્મદને તે માટે બીજા કોઈને પૂછવા જવું પડે તેમ નથી. એવાં મગતરાં તો આજ સુધીમાં કેટલાંય ચોળી નાખ્યાં. મહમ્મદની ખૂની આંખો શિકારની લાલસાએ ઝગમગી ઊઠી. "પણ મારે કામ બીજું જ હતું."

તેણે આજુબાજુ નજર કરી. રસ્તો બેચાર માણસો સિવાય સાવ નિર્જન હતો. તેમની છાની વાત સાંભળવાની ઉત્સુકતા કોઈનેય ન હોય તેમ પવન સુદ્ધાં શાંત હતો.

"મારે કાનનનો સોદો કરી નાંખવો છે." તે ધીમે રહીને ગાયકવાડના કાન પાસે મ્હોં લઇ જઈને બોલ્યો.

ગાયકવાડ ચોંકયો. મહમ્મદ નવી કુટીલનીતિની સહાય લેતો હતો કે શું?

"કેમ?"

"તેનું મન હવે અહીંથી ઉઠયું છે. પેલા છોકરાએ તેને ભરમાવી છે. તેણે સારી લલચાવનારી વાતો કરી. કાનનને લઇ જવાનો પેંતરો ગોઠવ્યો છે. હું કાનન સાથે વાતો કરતો હતો અને તેણે મને દમ મારવા માંડયો. તેના ગયા પછી કાનન સાથે વાત થઇ તો તે પણ બદલાઇ ગએલી લાગી."

"તો કાનનને તું સમજાવ; એમાં તારે આ છોકરાનું નામઠામ જાણીને શું કરવું છે."

"માલદાર છે?" મહમ્મદની આંખમાં વિચક્ષણ ભાવ હતો. "જો સારા પૈસા હોય તો તેને જ હું કાનનને વેચી દેવા તૈયાર છું. મારું ગજવું ભરાય પછી તેનું ગમે તે થાય. જો કે એ બન્ને કયાં સુધી સાથે રહેશે તે બાબતમાં મને શંકા છે. ઓરત કોઇનીય થઇ નથી કે આની થાય. થોડા દહાડા થશે અને દરદાગીના પડાવી પાછી આવશે." મહમ્મદની આ યુકિત હતી. કનૈયાને કાનન ઉપર અનુરાગ હતો. કાનને એ સ્નેહમાં સંમતિ આપી હતી એ બંનેની પરસ્પરની અનુમતિનો લાભ ઉઠાવવા મહમ્મદે તાગડો રચ્યો હતો.

"એ માલદાર ન હોય અને તારી કિમ્મત આપવા તૈયાર ન હોય તો તું શું કરીશ?"

"શું કરીશ?" મહમ્મદે હવામાં હાથ વીંઝયો—અને બીજાની હથેળીમાં મસળી નાંખ્યો. "આમ કરીશ.

કાનન મારા હાથમાંથી નહિ છટકી શકે. એ છોકરાની સાથે સોદો નહિ ઉતરે તો બીજાને ત્યાં. જ્યાં ભાવ સારો મળે ત્યાં. વાઘની બોડમાં આવીને વાઘની હાજરીમાં શિકાર પાછો લઇ જાય તેવો શિકારી મેં નથી જોયો. મહમ્મદના ઘરમાં હાથ નાંખવાનો અંજામ બૂરો છે. "

ગાયકવાડને વાત ઘણી આગળ વધી ગયેલી લાગી. તેણે ધાર્યું હતું તે કરતાં વધારે ઝડપથી બનાવો બની ગયા હતા અને એથીય વધારે શીઘ્રતાથી બનાવો બનતા હતા. તેની નજર આગળ કાનન અને કનૈયાનાં મુખ આવી ગયાં. એ બન્નેની વચ્ચે આ ખૂની માણસ ઊભો હતો. તેનો લોહીતરસ્યો ઝનૂની સ્વભાવ તેની ઇચ્છા પૂર્ણ નહિ થાય તો કિનો લીધા વગર, બેમાંથી એકનો જીવ લીધા વગર નહિ જંપે તે વિષે ગાયકવાડને ખાત્રી હતી. એવી પરિસ્થિતિ ઊભી થાય તે પહેલાં જ આ કોયડાનો નિકાલ લાવવાનો તેણે નિશ્ચય કરી લીધો.

" તું નકામો છંછેડાય છે મહમ્મદ! તારો સ્વભાવ પીસ્તોલીઓ ને આપમતલબી છે. એટલે તું રોષે ભરાયો છે. એ છોકરો તો ભોળો છે—લાગણીવાળો છે. કાનનને જોઈ તે લટ્ટુ બન્યો હશે એટલે એવી વાતો કરતો હશે. બાકી એવું કાંઈ નથી." તેણે મહમ્મદને શાંત પાડવા વારંવાર પ્રયત્ન કર્યો. " અને તું ધારે છે તેમ એ માલદાર પણ નથી. તેની પાસે પૈસા જ નથી. એ તને કયાંથી નાણાં ચુકવવાનો હતો ? "

" તો એમને એમ કાનનને ઘેર લઇ જઇ રાખવી છે ? દમડી મળે નહિ અને દુનિયાનું રાજ્ય ખરીદવા નીકળ્યો છે. બાપ લાખ ચાલીસના !" તેના ઘમંડી અવાજમાં તુચ્છકાર હતો.

" ઘર જ નથી તો લઇ જઇને રાખશે કયાં ? તારા મગજ ઉપર ખોટું ભૂત સવાર થઈ ગયું છે. વારુ પણ અત્યારે તું કયાં જાય છે તે તો કહે. "

" નસરવાન પાસે. "

" કેમ ? "

" આ બાબતમાં કોઈની સાથે તો સોદો ઉતારવો જોઇએને! નસરવાનની આંખ કાનન ઉપર છેજ. તેની પાસે પૈસા પણ છે."

મહમ્મદે આખી બાજી કેમ રમવી તેનો સંપૂર્ણ વિચાર કરી લીધો હોય તેમ ગાયકવાડને લાગ્યું. આ માણસ ખંધો, લુચ્ચો હતો. તેને ફોસલાવવાનું કામ આકરું હતું.

" ચાલ ! તું પણ આવે છે ને ? " મહમ્મદે પૂછ્યું.

" કયાં નસરવાન પાસે ? નહિ ભાઇ. આપણે એવી રીતે છોકરીઓ વેચવાનો ધંધો નથી કરતા." ગાયકવાડે સ્મિત કર્યું.

" તું તો ઓલિયો ખરોને !" હસતો હસતો મહમ્મદ બોલ્યો.

રેસ્ટોરાં તરફ ફંટાતો રસ્તો આવ્યો એટલે મહમ્મદ છૂટો પડયો. ગાયકવાડે પગ પાછા વાળ્યા. કાનનને મળવાનો અને સુંદર પાસે લઈ જવાનો આ સરસ મોકો તે ચૂકવા નહોતો માગતો.

ગાયકવાડ કાનનને ત્યાં પહોંચ્યો ત્યારે તે હજી ઊંઘતી હતી. ગાયકવાડે કમાડ જોરથી ખખડાવ્યું ત્યારે 'કોણ છે' એમ કહેતી આંખો ચોળતી તે બહાર આવી. તેનું ઘેન હજી ઉડયું નહોતું. અકાળે નિદ્રા તૂટવાથી તે ચીડાઇ. પણ ગાયકવાડને જોતાં તે શાંત રહી.

" તૈયાર થઈ જા."

" કેમ ? " બગાસું ખાતાં અજાયબ થતાં કાનન બોલી.

" મારી સાથે બહાર આવવાનું છે. " કાનન બીજો કોઈ અર્થ તેમાંથી ન થાય તે માટે તેણે તુરત જ પાછું ઉમેર્યું. "બીજાની સાથે જાય છે તે રીતે નહિ. તારી સાથે અગત્યની વાત કરવી છે. અને એક જણને મળવા જવાનું છે."

આ બધી વાતની ગમ ન પડતી હોય તેમ કાનન થોડીવાર મૂંગી ઊભી રહી. ગાયકવાડ શું કરવા બહાર લઈ જવા માંગતો હતો ? કોને ત્યાં લઈ જવા માંગતો હતો તે વિષે કશી સ્પષ્ટતા નહતી થતી.

કાનનના મુખ ઉપર ગાયકવાડે ગભરાટ જોયો.

"તને મારી સાથે આવતાં ડર માલુમ પડે છે નહિ ? હું તને ખાડામાં નથી ઉતારવાનો. તે વિષે તું નિશ્ચિંત રહેજે. તારા પોતાના ભલા માટે તને લઈ જવી છે."

દુનિયામાં કેટલી ભલાઇ હતી તે વિષે આટલા દિવસો દરમિયાન કાનન ઘણું જાણી ચૂકી હતી. તમામ બુરાઈઓથી ભરપુર એવી આ ભલી (!) દુનિયાના વતની બન્યા પછી તેને કોઈના ય બૂરાપણા વિષે શંકા રહી નહોતી. માર ખાઈ ખાઈ માણસ મૂઢ બની જાય એમ તે પણ મૂઢ બની ગઇ હતી.

"મહમ્મદ સાથે તમારે વાત થઇ છે ?"

"ના."

"તો પછી હું કેવી રીતે આવું ? તે આવશે અને હું નહિ હોઉં તો ચીડાશે."

"તે આવશે તે પહેલાં તો આપણે પાછા આવી જઇશું. તું જલદી તૈયાર થઇ જા."

કાનને અંદર જઇને મ્હોં ધોયું; વાળ સમારી લીધા અને નવો સાલ્લો પહેરી બહાર આવી.

"ચાલો." તેના અવાજમાંથી કાયરતા કે વીરતા પારખવી મુશ્કેલ હતી. તેનો કંઠ સાવ લુખ્ખો હતો.

બન્ને જણાએ ઝડપથી ચાલવા માંડયું.

"તારે કનૈયા સાથે કાંઇ વાત થઇ હતી ?" સહસા ગાયકવાડે પૂછ્યું.

"હા." કાનનના મુખ ઉપર લાગણીનો એક ચમકારો આવ્યો અને તરત જ ચાલ્યો ગયો.

"શી વાત થઇ હતી ?"

"તમારે જાણીને શું કામ છે ?"

"હું તેનો હિતચિંતક છું. તેણે મને વાત કરી છે. બની શકે તો હું તમને બન્નેને મદદ કરવા ઇચ્છું છું." ગાયકવાડના અવાજમાં મક્કમતા સાથે મૃદુતા અને મમતા હતાં. કાનને તેમાં રહેલો સમભાવ જોયો. તે નમ્ર બની.

"તે કહે છે 'તું અહીંયાં ચુંથાઇ જાય છે તે મને ગમતું નથી.' તે મને અહીંથી દૂર લઈ જવા માંગે છે. 'કોઇક ગામડામાં જઇને આપણે રહીશું. ત્યાં ખેતી કરીને કે મજૂરી કરીને પેટ ભરીશું. પણ આ ગલીમાંથી તો તને છૂટી કરવી જ છે."

જડતાને સ્થાને હૃદયની કંદરાઓમાં કયાંય અટવાઈ ગયેલો ઉમળકો પાછો તેના મુખ ઉપરની રેખામાં ચમકી ઊઠયો.

"તેં શું જવાબ આપ્યો ?"

"હું ચૂપ રહી–મને એવી વાતો ઉપર વિશ્વાસ નથી બેસતો."

"તેં ના પણ ન પાડી ?"

"ના પાડીને તેને દુભવવો શા માટે ?"

"તારી પોતાની ઇચ્છા શી છે ?"

આવો મર્મભેદક પ્રશ્ન અહીંયાં આવ્યા પછી કાનને પહેલી જ વાર સાંભળ્યો. આજ સુધી કોઇએ તેની ઇચ્છા જાણવાની દરકાર

નહોતી કરી. કોઇએ કાંઈ પૂછ્યું પણ નહોતું. સહુને મૂંગા મૂંગા તાબે થવામાં આ ઇચ્છા પણ સાવ મરી ગઈ હતી. તેને પોતાને પણ હવે કોઈ ઇચ્છા જ નહતી રહી.

"મારી શું ઇચ્છા? મહમ્મદ કહેશે તે પ્રમાણે કરીશ." તેનો અવાજ ફિક્કો હતો.

"તારે પોતાને કનૈયા સાથે જવું છે? મહમ્મદ હા પાડે કે ના પાડે તોય હું તને લઈ જઈ શકીશ. મહમ્મદ તારો માલિક ઓછો છે કે તેનું કહે કહ્યું તું કરે? એ તો તારા શરીરનો દલાલ છે. તારે પોતાને જવું હોય તો તે ન રોકી શકે. રોકશે તો પણ તેનું નહિ ચાલી શકે." ગાયકવાડ ગંભીર અવાજે બોલતો હતો. તેનો અવાજ સત્તાવાહી આજ્ઞાદર્શી હતો.

"મને કનૈયો ગમે છે." કાનન મંદ સ્વરે બોલી—તેણે પોતાની ઇચ્છા અહીંયાં આવ્યા પછી પહેલી જ વાર પ્રદર્શિત કરી.

"તો તું તેની સાથે જ જશે." એ જ મક્કમ અવાજે ગાયકવાડ બોલ્યો.

## [૬]

રામકુંવરના માળાનો દાદરો ચઢતાં કાનને પૂછ્યું:

"આપણે કોને ત્યાં જઇએ છીએ?"

"કનૈયાની બહેનને ત્યાં. એ તને મળવા માગે છે—તારી સાથે વાતચિત કરવી છે."

"હં..." કહી કાનને ચૂપચાપ પગથીઆં ચઢવા માંડયાં.

સુંદર ઘેર જ હતી. હિંચકા ઉપર પાન ચાવતી તે બેઠી હતી. કમાડ ઊઘાડા હતા. તેની નજર આ બન્ને મહેમાનો પર પડી.

"કોણ ગાયકવાડ ! આવ અંદર ! આ કોણ ?" કાનનના મુખ ઉપર તેણે દષ્ટિ નાંખી. કાનનના વદનની રેખાઓએ તે ચમકી ઊઠી.

"આ કાનન. જેને તું મળવા માંગતી હતી તે."

રામકુંવર સાવ અવાક બની ગઈ હતી.

કાનનને જોતાં જ તેના હૃદયે શાંત પણ અમુક લાગણીઓનો કંપ અનુભવ્યો. સગા દિકરાના મૃત્યુ સમાચાર લઇને કોઈ આવે અને માનું મુખ નિસ્તેજ, વિવર્ણ બની જાય, શરીરની તમામ શકિત એકાએક અદૃશ્ય થઈ જાય અને જીવન મૃત્યુ જેવું લાગે તેમ લાગણી રામકુંવરને થઈ. તે હિંચકા ઉપર સળીઆ પકડીને હતાશ થઇ બેસી ગઈ.

"શું થયું ? તારું મ્હોં કેમ આમ પડી ગયું ?" ગાયકવાડ તરત જ તેની પાસે પહોંચી ગયો. રામકુંવરને કયા કારણે આટલું બધું દુ:ખ થયું હતું તેની તેને ખબર ન પડી. તે આવ્યો ત્યારે મ્હોં ઉપર જે પ્રસન્નતા હતી તે એકાએક ચીમળાઈ ગઇ હતી અને ફિકાશ આવી ગઇ હતી. સાગર મોજાંઓનાં વમળમાં સપડાએલો માણસ એક તણખલું પણ ન આવે તે સમે આશાઓ છોડી દે ત્યારે મુખ ઉપર જે ભાવ પેદા થાય તેવો ભાવ રામકુંવરના મુખ ઉપર હતો.

રામકુંવરે ગાયકવાડના પ્રશ્નનો કશો ઉત્તર ન આપ્યો. નિઃશબ્દ ભાવે તે હિંચકા ઉપરથી ઉઠીને ઢીલા પગલે અંદરના ઓરડામાં ચાલી ગઇ.

"પણ ! આ કાનનને મળવા લાવ્યો છું. તેની સાથે તારે વાત કરવી હતી : તને આ થયું શું ?" ગાયકવાડ તેની પાછળ જવા ઉઠયો.

"મારે નથી મળવું" એટલા જ શબ્દો રામકુંવર માંડ માંડ બોલી શકી અને બારણું અડકાવી દીધું. તે અંદર જઈ ખાટલા ઉપર પડી.

ગાયકવાડે કારણ જાણવા માથું ખંજવાળ્યું, પણ તેને આમાં કશી સ્હમજ ન પડી. આમ એકાએક રામકુંવરમાં કેવી રીતે પલટો આવ્યો, તે જાણવા માટે તેણે મગજ દોડાવવા માંડયું.

અંદરથી રામકુંવરના રડવાનો અવાજ આવવા લાગ્યો.

"શું થયું તેમને?" કાનન સાવ બ્હાવરી બની ગઈ હતી. તેને આ બધું એક નાટક જેવું લાગતું હતું.

"કોણ જાણે? ચાલ આપણે પાછાં જઇએ."

બંધ બારણા તરફ એક દૃષ્ટિ ફેંકી બન્ને બહાર નીકળ્યાં. અંદરથી ધ્રૂસકાનો અવાજ હજી શમ્યો નહોતો.

## (૭)

જે સમયે કાનનને લઈ ગાયકવાડ સુંદર પાસે ગયો હતો તે જ સમયે નસરવાનના રેસ્ટોરાંના એક ખૂણે કાનનનું ભાવી નક્કી થતું હતું.

ગાયકવાડથી છૂટો પડીને મહમ્મદ સીધો નસરવાન પાસે આવ્યો. કનૈયાને પોતાને ત્યાં બે વાર જોઇને અને કાનનને તેના છંદમાં પડેલી જોઇને તેણે મન સાથે ગાંઠ વાળી દીધી હતી કે કાનન હવે લાંબો સમય તેના સ્વામીત્વ નીચે નહિ રહે. એવી સ્થિતિ ઉપસ્થિત થાય તે પહેલાં આ માલનો સૌથી વધારે ભાવ ઊપજાવવાનું તેણે નક્કી કરી લીધું.

કાનન આકસ્મિક તેના હાથમાં આવીને પડી હતી. ઘેર જાણે લક્ષ્મીનાં પગલાં પડયાં હોય તેમ ધનના ચરુ ઠલવાતા હતા. આવું અક્ષયપાત્ર તે આકસ્મિક ગુમાવે તે પહેલાં તેની જેટલી કિંમત મળે તેટલી મેળવી લેવા જેટલું શાણપણ આ ધંધામાં કાઢેલા અનેક વર્ષો પછી તેનામાં પૂરેપૂરું આવી ગયું હતું.

કનૈયાને કાનનના મોહપાશમાં વીંટાતો તેણે ધ્યાનથી નિહાળ્યો હતો. કનૈયાનું ખીસું જો ભરેલું હોય તો તેની સાથે જ શા સારુ સોદો ન પતાવવો ? બન્નેના માર્ગમાં એ રીતે સરળતા કરી આપવાનો જશ મળે અને ઉપરથી નાણાં મળે. એ વિચારે જ તેણે ગાયકવાડને મળવાનો નિરધાર કર્યો હતો.

એ સિવાયની અન્ય શકયતાઓનો પણ તેણે વિચાર તો કરી રાખ્યો હતો. કનૈયાના દિદાર સારી આશા આપે તેવા શોભાયમાન કે સમૃદ્ધ નહોતા તો પછી કાનનનું શું ? તેની આંખ આગળ તુરત જ નસરવાન દોડી આવ્યો હતો. નસરવાનને સુંદર સાથે હવે બહુ ફાવતું નહોતું. સુંદર પીઢવયની હતી. તેની સાથેના સંબંધમાં એનો રસ ઓસરી ગયો હતો. એ સાથે નસરવાનને નવી મળેલી નજર નાના બાળકની જયમ ઉમળકાથી ચોદિશ ગોઠવાયલી મોહક તસ્વીરો તરફ ઘૂમતી હતી. એ તસ્વીરોમાં તરુણીઓ હતી. મારકણી આંખો અને પોપટીઆ નાકવાળી મીઠું મરક મરક મલકતી જુવતીઓ હતી; સુંદરની ચૂંથાઈ ગએલી જુવાની તરફનું આકર્ષણ ઘટીને તેનું મન આ નવી સુંદરીઓ તરફ વળ્યું હતું.

જે નસરવાન પહેલાં ગભરાતો, છોકરીઓની વાતો કરતાં અચકાતો, ક્ષોભ પામતો, તે હવે જીભે છૂટો થયો હતો. આંખો મારવાની તાલીમ રેસ્ટોરાંમાં બેઠા બેઠા સામેના મોટા આયનામાં મ્હોં રાખી કોઈ ન જોતું હોય તેવી રીતે તેણે મેળવી લીધી હતી.

અને એક વાર તો મહમ્મદને બોલાવી તેણે કહ્યું પણ હતું: "કોઈ શિકાર હોય તો જોજે યાર! ફાંકડી હોવી જોઇએ."

"પણ શેઠ તમે આમાં કયાંથી?" મહમ્મદે નવાઈ સાથે પૂછેલું.

"કેમ, હજી કાંઈ ઘરડા નથી થયા. અને એમ થયું કે જુવાની છે તો જરા લહેર તો કરી લઇએ." નસરવાનને આંખ મિચકારી હાથના સ્નાયુઓ ફૂલાવેલા.

એ પછી બીજે જ દિવસે મહમ્મદે કાનનની વાત નસરવાનને કરેલી અને નસરવાનનો એ દિવસનો અનુભવ ગમે તેવો થયો હોય પણ મહમ્મદના ગજવામાં તો રૂપિયા પચાસ ખખડતા હતા અને કેટલાય મિત્રોએ તેમાંથી શરાબની લિજ્જત માણી.

કનૈયા પછી તુરત જ મહમ્મદની નજર આગળ નસરવાન આવ્યો. નસરવાનની કામલોલુપતા કાનનના મ્હોમાંગ્યા દામ અપાવી શકશે એવી તેને ખાત્રી હતી. એટલે તે તેનાં રેસ્ટોરાં તરફ જવા નીકળ્યો.

રસ્તામાં ગાયકવાડ સાથે વાતચિત થયા પછી તો કનૈયાનો વિચાર કરવો જ અર્થહીન હતો તે વિષે મહમ્મદને ખાત્રી થઇ ચૂકી. કનૈયો સાવ લુખો હતો એ જ્ઞાને તેના તરફનો તિરસ્કાર વધ્યો.

છૂટા પડતી વખતે તો તે બબડયો "ભાઇને છોકરી જોઈએ છીએ. ઘરમાં ખાવા આટો નથી અને રાંધનારી લઇ જવી છે" તેની આંખમાં ખુન્નસ પ્રગટયું. "સાલા! ખો ભૂલાવી દઈશ. આ મહમ્મદના મ્હોમાંથી શિકાર ઝૂંટવી લેવો તે રમત વાત નથી"

નસરવાન રેસ્ટોરાંમાં ખુરસી ઉપર બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. મહમ્મદે તેને ઢંઢોળ્યો.

"કેમ શેઠ! આમ આંખો બંધ કરીને શું પડયા છો?"

આંખ ચોળતા ચોળતા નસરવાને ઉંચુ જોયું. "કેમ મહમ્મદ! આવ બેસ."

"ચાલો પેલા ખૂણામાં ત્યાં નિરાંતે બેસીને વાત કરવી છે."

બન્ને જણા ઉઠીને ખૂણામાં ગયા. મહમ્મદે કળથી વાત કરવા માંડી.

"પણ કાનનને મારા તરફ ભાવ નથી. તે મારી સાથે રહેશે જ નહિ. તે દિવસે જાણે ઠંડા પાણીનું માટલું હોય તેમ મારી પાસે બેસી રહી." નસરવાન મુશ્કેલી રજૂ કરતો હતો. તે દિવસના અનુભવનું નસરવાનને વિસ્મરણ થઇ શકે તેમ નહોતું.

"તમને શેઠ! યુકિતઓ લડાવતાં આવડતી નથી. આ ઓરતોને મનાવવાની તરકીબો, આટલા વખતથી અહીંયાં રહો છો તોય ન આવડી. ધૂળ પડી શેઠ તમારા આ વાળમાં! જરા ફોસલાવવી પટાવવી, થોડાક દાગીના બતાવજો મોટરોની લહેરો કરાવજો એટલે તમારી થઈ જશે. અને નહિ માને તો અમે તો અહીંથી કયાં જવાના છીએ? તે પણ નહિ માને તો જશે કયાં? મારા સિવાય બીજું કોઇ સંઘરે તેમ નથી. હું તેને પાછી તમારા તરફ ધકેલી આવીશ, નહિ આવે તો ધમકાવીશ, બાકી આવી સૂરત રસ્તામાં નથી મળતી શેઠ. જહન્નતની પરી છે પરી. શેઠ. આ તો તમારો તેના તરફ ભાવ હતો, અને તમે મારી સાથે સારાસારી રાખો છો એટલે બીજાની પાસે જતાં, એમ થયું કે તમને પૂછી લઉં. તમારી ઇચ્છા ન હોય અને ડર માલુમ પડતો હોય તો બીજાને પૂછી જોઉં."

મહમ્મદ ખુરશી ઉપરથી અરધો ઉભો થઈ ગયો પણ નસરવાને તેને આગ્રહ કરી બેસાડયો. તે દિવસનો અનુભવ માત્ર કડવો જ હતો એમ તો કેમ કહી શકાય? કાનનની દૃષ્ટિમાં મધુરતા હતી.

કંઠમાં મીઠાશ હતી. બદન ઉપર ચમનના ખીલેલા ગુલ જેવું તાજગીભર્યું હુસ્ન ઝગતું હતું. દિલ ભલેને ટાઢું લાગતું; હોઠ ઉપર તો તાજગી હતી ને!

મહમ્મદ સોદો પાર ઉતારવામાં ફત્તેહમંદ થયો. બીજા દિવસથી જ કાનન ઉપરના ભોગવટાના તમામ હક્ક નસરવાનના રહેશે, તે વાતનો કોલ આપી. સોદા પેટે રૂપીઆ સો લઇ નસરવાનને આનંદ-સાગરમાં ડૂબેલો રાખી તે વીજળીવેગે ઘેર જવા ઉઠયો.

જીંદગીમાં આટલી સફળતાથી પાસા પડયા નહોતા. આજે પહેલી જ વાર ધારેલાં કામો બર આવતાં હતાં. હવે માત્ર કાનનને ગળે આ વાત ઉતારવાનું બાકી હતું.

એ કામ તેને વિકટ લાગતું નહોતું. કાનન પૂરેપૂરી તેના અંગુઠા નીચે હતી, તેના પ્રભાવ નીચે દબાએલી હતી. મહમ્મદની એક પણ વાતનો ઇન્કાર આજ સુધી તેણે ભણ્યો નહોતો.

રસ્તે ચાલતાં ચાલતાં તેને જાતજાતના વિચાર આવી ગયા. કનૈયો પણ તેની નજર આગળ આવી ગયો. કનૈયાના વા ખાતા રહી ગએલા નશીબ માટે તેને દયા આવી. એવા મૂર્ખા, બેવકુફ, ભૂખડીબારશ છોકરાને યાદ કરી તેણે સ્મિત કર્યું.

પહેલી જ વાર, કાનનને રીઝવવા તેણે મનસુબો કર્યો. કાનને તેને ન્યાલ કરી દીધો હતો. બોલ્યા ચાલ્યા વગર તેની આજ્ઞાને તાબે થઇ હતી. કોઈ પણ દિવસ તેને માટે એકાદ સાડી, કે ચોકલેટ, કે દાગીનો તે લઈ ગયો નહોતો.

રસ્તામાં આવતા ઇરાની રેસ્ટોરામાંથી તેણે સારી ચોકલેટનો એક ડબ્બો લીધો અને પોલકા માટે કાપડીઆની દુકાનેથી રેશમી કાપડ લીધું.

તે ઘેર આવ્યો ત્યારે બારણું બંધ હતું. કાનનને એકાએક ચકિત કરી નાખવાનો તેને વિચાર સૂઝયો. તેણે પીઠ પાછળ વસ્તુઓ સંતાડી દીધી અને મ્હોં ઉપર પ્રયત્નથી કરડાકી આણી બૂમ મારી: "કાનન! કાનન!"

પણ અંદરથી કોઈએ જવાબ ન આપ્યો. થોડી વાર રહીને મહમ્મદે ફરી બૂમ મારી. અંદરથી કશો ઉત્તર ન આવ્યો.

પગ વડે મહમ્મદે બારણું ઠેલ્યું. બારણું ઠાલું જ વાસેલું હતું. તે ઊઘડી ગયું. તેણે ફરી વાર અવાજ કર્યો. પણ એ જ નિઃશબ્દતા.

કાનનને માટે આણેલી ચીજો તેણે સોફા ઉપર ગુસ્સાથી પછાડી અને આખું ઘર ખુંદી આવ્યો.

ક્યાંય કાનન નહોતી. તેનું કબાટ ઉઘાડું પડેલું હતું. તેમાં કાનનનાં પહેરવાનાં કપડાં નહોતાં. કાનન ચાલી ગઈ હતી.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### (૧)

કનૈયાને ઢુંઢવાનું કામ સરળ નહોતું. તેની એકેય નિયત જગા નહોતી કે ચોક્કસ સમય નહોતો. તે ગમે ત્યાં પડી રહેતો. ગમે ત્યાં ખાઇ લેતો. ગાયકવાડે દિવસના બે ચાર વાર નસરવાનના રેસ્ટોરાં ઉપર અને રસ્તામાં આંટા માર્યા પણ તેની ખોજ વ્યર્થ ગઇ. કનૈયો ક્યાંય જણાયો નહિ.

કદાચ મહમ્મદને ઘેર આવ્યો હશે એમ માની ત્યાં તપાસ કરવા ગયો તો ત્યાં પણ તાળું હતું. મહમ્મદ કે કાનન કોઇનોય પત્તો તે ન મેળવી શકયો. બીજા સ્થળોનો તેણે વિચાર કરવા માંડયો પણ કનૈયાનો પત્તો આપી શકે તેવા પરિચિત સ્થળનો તે ખ્યાલ ન કરી શકયો.

કનૈયો વારંવાર સંવેદનાશીલ બની ધૂની થઇ ફર્યા કરતો હતો તે પ્રમાણે આજેય એવી જ કોઇક ધૂનના અમલમાં ચઢયો હશે એટલે નહિ આવ્યો એમ માનીને તેના અકળાયેલા સંતપ્ત મગજે શાંતિ

મેળવી. પણ અંદર ખુણે તો એક વિચાર રમ્યા જ કરતો હતો કે કનૈયો મુસિબતમાં તો નહિ ફસાયો હોય.

બીજા દિવસની શોધ પણ નિષ્ફળ નીવડી. કનૈયો, મહમ્મદ કે કાનન કોઇ તેની નજરે ન પડયું. આ રહસ્યભર્યાં વાતાવરણનો પાર પામવાનું મુશ્કેલ હતું.

ત્રીજે દિવસે તે સવારના આંટો મારી ઓરડી ઉપર પાછો આવ્યો ત્યારે ત્યાં ટપાલમાં આવેલો એક કાગળ પડયો હતો. તેનો ભાગ્યે જ કાગળ આવતો. એવું કોઈ સગું સબંધી નહોતું કે એવો કોઇ દોસ્ત નહોતો કે તેને પત્ર લખે. તેને નવાઇ થઇ. તેણે પત્ર ફોડયો.

પત્ર કનૈયાનો હતો, તેણે લખ્યું હતું: તમે મારી તપાસ કરી હશે કારણકે તમને મળ્યા વગર જ હું ચાલી નીકળ્યો છું. વધુવાર વિલંબ કરવો મને પરવડે તેમ નહોતો. એકાદેક દિવસનો પણ જો વિલંબ થયો હોત તો આ જન્મારે હું અને કાનન ન મળી શકયાં હોત. એટલે હું તેને લઇને તુરત ચાલી નીકળ્યો.

'મેં તમને મહમ્મદ સાથેની મારી તકરારની વાત નહોતી કહી. તેણે મને કાનન પાસે આવવા માટે ધમકાવ્યો હતો. અમારા બન્ને વચ્ચે તકરાર થતાં રહી ગઈ. પાછળથી કાનનને તે વિષે તેણે પૂછયું હતું પણ તેણે કશો ઉત્તર નહોતો આપ્યો. એ કારણે મહમ્મદ ચીડાઇને એમ બોલી ગયો હતો કે તને વેચી દેવાની છે. મહમ્મદ આમ કરતાં જરાય આંચકો ખાય તેમ નથી, એ તો તમે જાણો જ છો. કાનનને અને મને એવો ભય લાગ્યો કે હવે થોભવામાં જોખમ છે.

'તમે કાનનને સુંદર પાસે લઈ ગયા હતા તે જ દિવસે મેં મુંબાઈ છોડવાનો નિર્ણય કરી નાખ્યો હતો. તમારી પાસેથી લીધેલા પચાસ રૂપીઆ મારી પાસે હતા એટલે શરુઆતની મુશ્કેલી નહોતી.

પછીથી તો જ્યાં જઇશું ત્યાં મહેનત મજુરી કરીને પેટ ભરી લઇશું. કાનનને અદતર હલકા જીવનમાંથી ઉગારવી હોય તો એ રસ્તો લીધા વગર છૂટકો જ નહોતો.

' તમે તેને લઇને ઘેર આવ્યા ત્યારે હું ઘરમાં જ હતો. તમે ગયા કે તુરત જ અમે નીકળ્યા. કાનને કપડાંની થેલી તૈયાર કરી લીધી. મારી પાસે તો બીજું કાંઈ હતું જ નહિ. અમે સીધા જઇ ગાડીમાં બેઠા.

" કાનને તુરત જ હા કેમ પાડી તે જાણવાની ઇચ્છા તમને હશે જ. મેં તેને પૂછ્યું ' કાનન અત્યારે જ નીકળી જવું જોઈએ. '

' કયાં ? ' તે સાવ ઠંડી હોય તેમ બોલી.

' અહીંથી દૂર કોઇક ગામડામાં જ્યાં આ ધમાલ ન હોય. જ્યાં આવા પાપથી ભરેલા માનવીઓ ન હોય, જ્યાં પ્રેમમસ્તીમાં મશગુલ એવા આપણે જ હોઇએ એવા કોઇક ગામડામાં. '

" ત્યાં જઈને શું કરશો ? એવી જગ્યાએ ખાવાનું મળતું નથી. '

' કવિત્વહીન છોકરી.

" ખાવાનું થઈ પડશે. આપણે બન્ને મહેનત કરીશું. પ્રમાણિક-પણે જીવન નિર્વાહ ચલાવીશું. આવી અનીતિમાન રીતોએ પેટ ભરવા કરતાં સૂકો રોટલો મળે તો જીવનમાં વધુ સંતોષ રહે.'

પણ તેના મુખ ઉપર એવી જ જડતા રહી.

' ભાડાનું શું ? મારી પાસે તો પૈસા નથી ? ' મેં મારી પાસેના રૂપીઆ બતાવ્યા.

તે ખુશ પણ ન થઈ, નાખૂશ પણ ન થઈ. મૂંગે મ્હોંએ તે મારી સાથે ચાલી નીકળી.

'અમે અત્યારે એક નાના શહેરની ધર્મશાળામાં છીએ. કાનનમાં, જૂનો આત્મભાવ જાગતો જાય છે. આજુબાજુ સુંદર સભર કુદરત પડેલી છે. તે પોતાની વાત કરે છે.

'વાતાવરણની આ અસરથી તેનામાં પરિવર્તન થયેલું જણાય છે. મારે માટે આથી વધુ આનંદ કયો હોઇ શકે? તમે એમ માનતા હતા કે એક વાર તમારી દુનિયામાં આવ્યા પછી છૂટવું ઘણું મુશ્કેલ છે. ત્યાં આવ્યા પછી જે જડતા આવે છે તે જઈ શકતી નથી. કાનન ઉપર તમારી દુનિયાના રંગો ચઢયા; પણ એ તો રોજ રાતે પાવડર લગાવે છે તેવી રીતના, ઉપરના; સવારે ધોઇ નાંખવાના.

'મારી તમે બહુ ચિંતા ન કરશો. હું અને કાનન તમને માફ કરીએ છીએ. અમે બન્ને મજામાં છીએ થોડાક દિવસમાં હું અહીંયાં કામ શોધી કાઢી ઘર માંડીશ ત્યારે તમને અહીંયાં આવવાનું અમારું આમંત્રણ છે. અમે ઘર માંડીએ ત્યારે જરુર થોડા દિવસ માટે રહેવા આવજો.

'સુંદરનો મિજાજ તો મારા ઉપર ગયો નથી ને? જાય તોયે હું લાચાર છું. મારા ખુશી ખબર તેને આપજો.

'તમારો કેટલો આભાર માનું? તમારા નાણાં વગર અમે ત્યાંથી નીકળી શકયા જ ન હોત. હું કમાતો થઇશ કે તુરત જ એ નાણાં પરત કરી દઇશ જો કે તમે તો તે પાછા મેળવવાની દરકાર પણ નહિ કરતા હો."

કાગળ ઘણો લાંબો હતો. કાગળ પૂરો કરી ગાયકવાડ બહાર જવા નીકળ્યો.

કનૈયા કાનનનો આવો બનાવ આ કાંઇ પ્રથમજ નહોતો. ગાયકવાડે આવા ડઝન ઉપરાંત બનાવો જોયા હતા. લાગણીના આવેગમાં કે પૈસાના મોહમાં આ સ્થાન છોડી ચાલ્યા જનારાને નિર્વિવાદપણે પાછાજ ચાલ્યા આવતા તેણે જોયા હતા. એટલે તેને બહુ શોક ન થયો. કનૈયા સાથેના પરિચયે, સંબંધે તેને થોડું દુ:ખ થયું. કનૈયો આટલા સમય પછી પણ દુનિયા ન ઓળખી શકયો, અને તરંગ વ્યોમમાં જ ભમતો રહ્યો, તે કારણે થોડો ઘણો સંતાપ થયો. પણ એ દુ:ખ તુરત જ વિસરાઇ ગયું. તેના મને એક જાતની રાહત અનુભવી. બન્ને અથડાઇ કુટાઇને પાછા આવવાના જ છે તો ખોટા મનદુ:ખમાં શા સારુ રહેંસાવું ?

તેનું જીવન એક રીતે આ દુનિયામાં રહેવા છતાં તેનાથી સાવ અલિપ્ત, દૃષ્ટા જેવું વીત્યું હતું. આ દુનિયાના પ્રવાહોની બહુ ઓછી અસર તેના ઉપર પડી હતી. આ દુનિયાએ બહારની દુનિયા સાથે રાખેલા વ્યવહારમાં જે જાતના દુર્ભેદ્ય કઠણતા કે લોખંડી હૃદયહીનતા જોવા મળે છે, તેની જ અસરે તે રંગાયો હોય તેમ શાંત નિરપેક્ષ ભાવે તે આ દુનિયામાં રહેતો હતો, અને કામ કર્યે જતો હતો.

તેની સક્રિયતા માત્ર અહીંના લોકોને સહાયતા કરવામાં સમાપ્ત થઈ જતી, જે કોઇ મદદ માંગવા આવે તેને મદદ આપવી. સલાહ આપવી. તેની ગૂંચોનો ઉકેલ લાવી આપવો, તેને અંગે બહારના માણસો સાથે લડવું પડતું હોય તો લડવું. આમ આ દુનિયામાં ઓતપ્રોત રહેવા છતાં તેણે એકેય સ્ત્રી સાથે સંબંધ નહોતો કર્યો, એકેય સ્ત્રી સાથે આછી પાતળી લાગણીની ગાંઠ બાંધી નહોતી. બધાય સાથે તેનો ગાઢો

સંબંધ હતો, બધાય તેને આપણો માણસ કહેતા—છતાં કોઈ તેને મારો માણસ કહી શકતું નહિ. એવી વિમુખતા તે કેળવી શક્યો હતો.

કોઇકવાર એ વિમુખતા ઓસરી ગયાના પ્રસંગો તેના જીવનમાં આવ્યા હતા. ઉર્મિઓનો વેગ અસહ્ય બની જતો અથવા તો બાહ્ય બનાવોની અસર ઉંડી થતી ત્યારે એ અલિપ્તતા ખંખેરી આ દુનિયાના માનવી જેવો જ થઈ જતો. પણ એવી સ્થિતિ લાંબો વખત ટકતી જ નથી. એ પ્રકારની સક્રિયતાથી તે ત્રાસી જતો. તેનું મન ઉલટું વધારે અસ્વસ્થ બનતું અને પાછો તે પોતાના કોચલામાં પ્રવેશી જતો.

કનૈયા તરફ તેના દિલમાં એવી મમતા જાગી હતી. એ સ્નેહનિધિમાં તે ડૂબતો હતો. એ કારણે બીજાના સંબંધોમાં હ્યે તેથી વધારે રસ કનૈયાના જીવનમાં તેણે લેવા માંડ્યો હતો. કનૈયાના જીવનમાં સ્થિરતા આણવા તેણે ઠીક ઠીક પ્રયત્નો કર્યાં હતા. કનૈયાને માટે સ્વયંચિત્રિત રંગો ભૂંસાઈ જવાની અણી ઉપર આવ્યા અને આ સંબંધ મગજ ઉપર વધુ ને વધુ અસર જમાવતો થયો ત્યારે તેને ભાન થયું કે આવી પ્રગલ્ભ અસરના પ્રબળ વહેણમાં તણાઈ તે જીવનનો નક્કી કરેલો ધોરી માર્ગ ભૂલતો હતો. પોતે જે ઉદ્દેશથી આ જીવન ગાળતો હતો તે વિસરાઇ જતું હતું. તેણે પોતાની જાતને આ સ્નેહસાગરમાંથી બહાર ખેંચી કાઢવા કોશિશ કરવા માંડી.

કનૈયાની વિદાયના પ્રસંગે એ તટસ્થતા એ નિરપેક્ષતા પાછા આણ્યાં.

કનૈયાના જવાની સાથે જ ગાયકવાડની આંખ આગળ થોડા દિવસથી વિસરાઇ ગયેલા માનવીઓ—દુલારી, માણેક, કમળા, એવા કોડીબંધ માનવીઓ દોડી આવ્યાં. તેમના અનેક કોયડાઓ, અનેક મુશ્કેલીઓ ઉકેલવાના બાકી રહ્યાં હતાં. તે એ બધાના આવાસ

તરફ વળ્યો. કાનન-કનૈયાની સૃષ્ટિ, આ મહાન વિશ્વના એક ક્ષુદ્ર-ક્ષુદ્ર-અંશરૂપે હૃદયના એકાદ ખુણામાં ઝગમગતા તારલાના જેવી બની ગઈ.

## ( ૪ )

આ દુનિયાનો એક કૂટ કોયડો હતો. કોઈનીય પંક્તિ ઊંચી જતી નહોતી. સહુનો આંક ધીરેધીરે છેડા ઉપર આવતો હતો. શાળામાં સારું કામ બજાવ્યે વર્ગમાં પહેલો નંબર પામે, ઇનામ પામે. આ દુનિયામાં રીવાજ ઊલટો હતો. થોડા દિવસ સારી કામગીરીના પરિણામરૂપ સુખસૂર્ય તેજવંત લાગતો. પણ તેના ફળરૂપ બદન: પરથી જોબન વિદાય લેવા માંડતું અને વર્ગમાં નંબર ઉતરવા માંડતો.

મોટી મેડીઓવાળા, સુશોભિત આવાસમાં રૂમઝુમ રૂમઝુમ કરતી દોડતી રમણી, એકાદ મેડીમાં થોડા જ સમયમાં આવાસ શોધવા આવી પહોંચતી. સુશોભનો ઓછાં થતાં. મોટા, ચમકતા ચકની જગાએ મોરપીંછના પઠાણ પાસેથી ખરીદેલા પડદાઓ બારી બારણાં ઉપર શોભા પામતા. ફૂલ-રોપાઓને બદલે બનાવટી કાગળના ફૂલના કુંડાઓ સ્થાન પામતા. પોપટ કે મેનાનાં પાંજરાંને બદલે ગોખલામાં માટીના પોપટ, સદાય મરક મરક હસતા હસતા બેસી રહેતા અને છતાં ય સજીવતાની પ્રેરણાનો સંદેશ મૂક રહેતો. પથારી ઉપર રેશમી ચાદરને બદલે ગુંથેલા છેડાવાળી, બનાવટી કસબે ભરેલી મિલની ચાદર સોહાતી. અંગ ઉપરના ઘરેણામાં રહેલી હલકી બનાવટ કૃત્રિમ છતાં વધુ ઠમકો કરતી. હાવભાવમાં પરિવર્તન આવતું. પહેલાનો ઠસ્સો, પહેલાનાં ગુમાન ભૂતકાળની સ્મૃતિના અવશેષરૂપ જ રહેલા લાગતા.

થોડા સમયમાં એ મેડીમાંથી જાળીવાળો, રસ્તા ઉપર પડતો ઓરડો આવી જતો. મોરપીંછવાળા પડદાના સ્થાને માત્ર લુગડાંનો,

ક્યાંક ક્યાંક સિફતથી સાંધેલો કપડાનો, કટકો ટીંગાતો. કાગળના ઝાડનાં કુંડાં કે માટીનાં મેના પોપટ અદશ્ય થઇ જતાં. માત્ર કાગળનાં તોરણ કે ફરકડી એકાદ ખીંટીએ ઘરશણગાર માટે ધૂળથી મેલા થઈ બેસી રહેતાં. એ જ ઓરડાના ખૂણામાં પડદા પાછળ છૂપાએલી પથારી–વાદળાં પાછળ છૂપાએલી અમાવાસ્યા–રહેતી. ત્યાં એકાદ જૂનો સાલ્લો બિછાએલો રહેતો. ઘરેણામાં હાથે લોઢાની કે કાચની બંગડી જ દેખાતી. ચેનચાળા વધુ બીભત્સ બનતા હતા. મ્હોંમાંથી ઘૃણા છૂટે એવાં ગીતો સંભળાતા. ઉઘાડા ઈશારાઓ કરતાં કે બૂમો મારી નિમંત્રતાં કોઇને ય આંચકો આવતો નહીં. જીવનમાં કોઇ પણ વાર જાતિનું અભિમાન ભોગવ્યું હશે તેનો ખ્યાલ સરખોય ભૂસાઈ ગયો હતો. તેની છાંય પણ નહતી રહેતી.

અને ત્યાંથી ધક્કો વાગતો ત્યારે, ગુસ્સાથી લાલચોળ બનતા દીવાની રોશનીમાં ચળકતા રસ્તાની ઓથે પેટનો ખાડો પૂરવા રહ્યા સહ્યા જોબનનું લીલામ કરવા તે ઊભી રહેતી. અકાળે આવેલા વૃધ્ધત્વમાંથી મૃત્યુને ઊંબરે હવે જલદીથી જવાનું છે તેવી પ્રતીતિએ થઈ ચૂકી હોય તેમ હવે તે સંકોચાતી નથી. કોઇને ય હાથ પકડી શરીર પેટે બે ચાર આના માગતાં તેને ક્ષોભ થતો નથી. જોબન ભલે નિર્જીવ બનતું પણ તેની જીભ સજીવ છે. ગમે ત્યાં ગલીબમાં ગરીબ માણસની તે પૂરી સેવા કરી શકે છે, રાત્રે ગમે ત્યાં પડી રહે છે, ગમે ત્યાં ખૂણામાં સૂઇ રહે છે, જે મળે તે ખાઈ લ્યે છે. શુક્રવારના દિવસની તે આતુરતાથી પ્રતીક્ષા કરે છે. એ દિવસે મહિનાથી ભૂખ્યા વરુની માફક ટાંપી રહેલા ખલાસીઓ મુંબાઇને કાંઠે ઉતરે છે, અને બંદર પાસેના ખુલ્લા બાગમાં તેના જેવી અનેક સ્ત્રીઓનો મેળો મળે છે. ત્યાં થોકબંધ ખલાસીઓ આવે છે. ત્યાં દલાલી ચાલે છે. સોદા થાય છે. આટલો સસ્તો માલ બજારમાં બીજે ક્યાંય નથી મળતો. અમદાવાદમાં ભરાતી શુક્રવારની ગૂજરીનો

ખ્યાલ આપતો મેળો, કોઇકવાર અઠવાડિયાની કમાણી કરી આપે છે, તો બે ચાર દિવસથી પાંઉરોટીના જમણ ઉપર રહેનારને પુરા ભોજનનો લાભ કરી આપે છે.

જીવનની રાત આવાજ સ્થળમાં પડી જાય છે. તેના પીંખાતા મડદાંને મ્યુ.ની ગાડી ઉદારતાપૂર્વક સોનપુરની ભઠ્ઠીમાં ફેંકી આવે છે. બળતાં બુઝાઇ ગયેલા આતશની જયમ કંતાઇ ગયેલા શરીરમાંથી પણ અગ્નિની જ્વાળાઓ વેગથી સળગતી નથી. મૃત્યુ સમયે અગ્નિ પણ તેને લાત મારી હડસેલી દે છે.

ગાયકવાડના મગજમાં આ ત્રીજી કક્ષાએ પહોંચેલી સ્ત્રીઓનો સવાલ રમતો હતો. લક્ષ્મીએ તેને બે ત્રણવાર એ વિષે વાત કરી હતી.

" આપણે આ લોકો માટે કાંઇક કરવું તો જોઈશે જ. આવી અધમ હીન સ્થિતિમાં તેમને લાંબો સમય ન પડી રહેવા દેવા જોઇએ. તેમને માટે રહેવાની યોગ્ય સવડ કરવી જોઇએ અને જયારે આમ સમુહમાં ભાવ ઠેરવવા જાય છે ત્યારે જે હેરાનગતિમાં ઉતરવું પડે છે તેમાંથી ઉગારવાં જોઇએ."

બીજીવાર લક્ષ્મીએ સક્રિય દરખાસ્ત કરી હતી. " આપણે આપણા ઘરમાં જયમ બીજી છોકરીઓ રાખી વેપાર ચલાવીએ છીએ ત્યમ આ લોકોના સંબંધમાં કેમ ન કરી શકાય? બે ચાર જણાં ભેગાં થઈને આવું એક મકાન રાખી શકીએ અને આમાંથી જેટલાં બની શકે તેટલાંને ત્યાં રાખીએ. મકાનનું ખર્ચ આમાંથી જ નીકળી જશે અને કોઇને માથે તેનો બોજો નહિ આવે."

લક્ષ્મીના ગયા પછી આ દરખાસ્તને અમલી સ્વરૂપ આપવા કશો પ્રયત્ન ગાયકવાડ કરી શકયો નહોતો—એ વાત તે ભૂલી ગયો

નહતો. પણ આ કામને સક્રિય સ્વરૂપ આપવાની વ્યવહારુ યોજના તેને જડતી નહતી.

દુલારીના બનાવે ગાયકવાડને આ યોજના હાથ ધરવાની ફરજ પડી.

દુલારી આ લત્તાની એકવારની માનીતી વેશ્યા હતી. રૂપબજારે તે બેસતી ત્યારે તેના મૂલ ચૂકવવા હરિફાઇ જામતી. એક રાત માટે તેને મેળવવા દોલત કુરબાન કરવાની હદ સુધી જતા ધનપતિઓનો શહેરમાં તોટો નહતો. પણ ધીરે ધીરે દુલારીના જાદુનાં વળતાં પાણી થઇ ગયા. લોકો તેના મ્હોં તરફ દૃષ્ટિ નાખ્યા વગર જ આગળ ચાલી જતા.

રાણી સમી દુલારી રસ્તા ઉપર આવી ગઇ.

ગાયકવાડ રેસ્ટોરાંમાં રાત્રે બેઠો હતો ત્યાં દુલારી કોઇકની સાથે રકઝક કરતી હોવાનો અવાજ તેના કાન ઉપર અથડાયો. તે ઉઠીને બહાર આવ્યો.

દુલારી પોલિસ સાથે ઝગડતી હતી. પાસે વિખરાયેલા વાળે અને વસ્ત્રે એક માણસ હસતો ઊભો હતો. દુલારી ઉશ્કેરાઇને ઉંચા સાદે બોલતી હતી.

"મારી સાથે પૈસા ઠેરવ્યા અને હવે આપવાની ના પાડે છે. સાલો બદમાશ છે. તેની પાસેથી મારા પૈસા અપાવો—"

પેલો માણસ પીધેલો હતો અને લથડીઆ ખાતો હતો. તે પોલિસ ઉપર જઈને પડયો. પોલિસે તેને હડસેલી દૂર કર્યો "તેમાં હું શું કરું? પહેલેથી પૈસા લઈ લેવા હતા. નીકળ અહીંથી માથાઝીક ન કરાવ." પોલિસે કરડાકીથી જવાબ વાળ્યો. તેણે દુલારી અને પેલો માણસ બન્ને સામે આંખો લાલ કરી દંડૂકો બતાવ્યો.

"કેમ દુલારી, શું છે?" ગાયકવાડે પાસે આવીને પૂછ્યું.

પેલો માણુસ બબડતો હતો. "સા...લી...કમજાત... મારા રૂપીઆ લઇ...લીધા. હવે પાછી ફરિ..યાદ... કરે છે. ૨......"

"તો મુઆઃ પૈસા નહતા તો આવ્યો તો શું કરવા? જવું'તું ને હમણાં કહું તેની પાસે..." દુલારીએ તેના ખમીસનો કોલર પકડયો.

ઘણી વાર તકરાર થાય તેવી હતી. કયાંતો ઘરાક પૈસા આપવાની ના પાડતો અથવા તો સ્ત્રી જૂઠું બોલતી અને વધુ પૈસા પડાવવા પ્રયત્ન કરતી. બેમાંથી કોનો પક્ષ સાચો, તે નકકી કરવું સદાય મુશ્કેલ બનતું.

"તું સાચું બોલે છે દુલારી?" ગાયકવાડે તાકીને જોતાં પૂછયું.

"તદ્દન સાચું. ગાયકવાડ હીરાને ત્યાં ચાર આના આપવાના કહી પથારી લીધી એ પૈસા પણ નથી ચૂકવ્યા. પૂછી જો હીરાને" દુલારીના કર્કશ અવાજમાં રહેલી આર્જવતા ગાયકવાડે જોઈ.

ગાયકવાડે પેલા માણસને પકડયો અને દીવાના થાંભલે અઢેલી ઊભો રાખી ગજવાં તપાસવાં માંડયાં. પેલો માણસ ગાયકવાડનો હાથ તરછોડવા પ્રયત્ન કરતો હતો. તેના મ્હોંએથી સ્વસ્તિ વચનોની ધારા વહેતી હતી.

કશાયની દરકાર કર્યા વગર ગાયકવાડે તેની ઝડતી લીધી. તેના ગજવામાંથી માત્ર આઠ આના નીકળ્યા. તે લઈ તેણે દુલારીને આપી દીધા. પેલા માણસે વિરોધ કરવા પ્રયત્ન કર્યો અને ગાયકવાડનો હાથ પકડયો. તેને જોરથી ધક્કો મારી ગાયકવાડે દૂર કર્યો. લથડીઆ ખાતો તે જમીન ઉપર પડયો.

દુલારી આંખો મિચકારતી પૈસા લઇ ચાલી ગઇ. એ રાતથી જ આવી સ્ત્રીઓ માટેના વસવાટો મેળવવાની યોજનામાં પ્રવૃત્ત થવા તે કૃતનિશ્ચય થયો.

આગળ મહમ્મદને જતાં ગાયકવાડે જોયો. ગાયકવાડે બુમ મારી "મહમ્મદ."

મહમ્મદે પાછું વળી જોયું. તે પણ જાણે ગાયકવાડને જ શોધતો હોય તેમ આતુરતાથી તેની પાસે આવ્યો.

" આટલા દિવસ કયાં ગુમ થઇ ગયો હતો ? તને કયારનો શોધ્યા કરું છું. અરે ભૂલી ગયો. તું તો પેલી છોકરીની ગોઠવણમાં પડયો હશે એટલે કયાંથી દેખાય?" મહમ્મદ ગુસ્સે થયો હતો. ગાયકવાડ કાંઇક બોલે તે પહેલાં તો મહમ્મદે પાછું ચાલુ કર્યું. "સાલા ! પાજી ! કોઈનાય નહિ ને મારા દલ્લા ઉપર જ હાથ નાંખવાનું સૂઝયું !"

મહમ્મદ ઉશ્કેરાઇ ગયો હતો. કાનનને ઉઠાવી જવામાં તેણે ગાયકવાડનો મુખ્ય હિસ્સો હશે તેમ માની લીધું હતું. ત્યારથી ગાયકવાડ મળે તો જીવતો ખાઈ જાઉં. તેવો ક્રોધ તેના દિલમાં વ્યાપ્યો હતો. તેણે ગાયકવાડનો કોટ પકડયો. "હરામખોર ! બોલ ! કાનનને કયાં વેચી આવ્યો ? "

ગાયકવાડે મહમ્મદની ખૂની આંખોમાં રહેલી તરસ જોઇ. તેણે મહમ્મદનો હાથ જોરથી ખંખેરી નાંખ્યો અને બળથી દબાવ્યો. ગાયકવાડના શરીરમાં તાકાત ઓછી નહોતી. મહમ્મદ જેવા સાથે આ કાંઇ પહેલો પ્રસંગ નહતો અને દમ ખાવાની તેને આદત નહતી. "મારી સાથે મિજાજ કરે છે ? છરી તું બીજાને બતાવજે." મહમ્મદે ગજવામાંથી ચાકુ કાઢયું પણ ગાયકવાડે સિફતથી તેનું કાંડું મચડી નાંખી ચપ્પુ જમીન ઉપર ખેરવી દીધું. અને મ્હોં ઉપર જોરથી એક તમાચો લગાવી દીધો. મહમ્મદ જમીન ઉપર પડતાં પડતાં રહી ગયો.

ગાયકવાડની તાકાતનો આટલો પરિચય તેને કદીય નહતો થયો. તેને ગાયકવાડની બુદ્ધિનો જ પરિચય હતો અને એટલે તેની સાથે સારાસારી રાખતો. પણ ગાયકવાડ જરાએ ગાંજ્યો જાય તેવો નહતો તેનો ખ્યાલ મહમ્મદને પહેલી જ વાર મળ્યો.

"મારે તારી સાથે મારામારી નથી કરવી." હાથ ખંખેરતા, શાંત બની મહમ્મદ બોલ્યો.

"તારું ચપ્પુ લઇ લે." ગાયકવાડનો અવાજ હજી કડક હતો. મહમ્મદે મૂંગે મ્હોંએ ચપ્પુ લઇ લીધું અને ગજવામાં મૂકી દીધું.

"બોલ શું છે?" સત્તાવાહી અવાજે ગાયકવાડે પૂછ્યું. "કાનનનું શું થયું છે? એમ જાણવા માંગે છે ને? કાનન અહીંથી ચાલી ગઇ છે એટલી મને ખબર છે. ગઇ ત્યારે મને કે બીજા કોઈને તે વાતની ખબર આપતી નથી ગઇ. તેની મરજીમાં જે વાત ઉતરી તે પ્રમાણે તેણે કર્યું. તેમાં તને વાંધો લેવાનો શો અધિકાર છે? તેં ક્યાં તેને વેચાતી આણી હતી કે તું આમ ઉકળી જાય છે? તારી માલીકીની ચીજ તો એ હતી નહિ. તેની ઇચ્છાથી તારી સાથે રહેતી હતી. તે ગમે તેની સાથે જાય એમાં તારે શું?"

મહમ્મદ ઢીલો પડી ગયો હતો. "પણ યાર, હવે હું શું કરીશ? મારા હાથમાં સોનાની મરઘી આવી હતી. તેનો મેં નસરવાન સાથે સોદો નક્કી કર્યો હતો. બસો રૂપીઆ અગાઉથી અને આઠસો રૂપીઆ પછીથી તેવું નક્કી પણ થઈ ગયું હતું. સો રૂપીઆ તો હું લઇ આવ્યો અને ઘેર ગયો ત્યારે કાનનનો પત્તો નહિ! નસરવાનને તો હું મ્હોં નથી દેખાડી શકતો. પૈસા તો મેં વાપરી કાઢયા છે. હવે લાવીને આપવા ક્યાંથી! મને તો તારા ઉપર જ વહેમ હતો કે તુંજ ઉપાડી ગયો છે."

" તું હવે આ ધંધા કરવાના છોડી દે તો સારૂં." ગાયકવાડ મહમ્મદને શીખ આપતો હતો.

" એ હવે મારાથી બનવાનું નથી. જે ધંધો તેજ કરવાનો."

" અને પછી આવી તકરારો કરવાની, ચપ્પાં બતાવવાના! કાચો પોચો માણુસ હોય તો તેના પેટમાં હુલાવી દેવાનું." તિરસ્કારથી હસી ગાયકવાડ બોલ્યો.

## [ ૫ ]

નસરવાન રેસ્ટોરામાં લમણે હાથ દઇને બેઠો હતો. ધૂતાઇ ગયેલા માણુસના મ્હોં ઉપર જેવી મ્લાનતા હોય છે તેવી તેના મ્હોં ઉપર હતી.

" કેમ ગાયકવાડ ?" ગાયકવાડને જોઇ સૂકા અવાજે તેણે આવકાર આપ્યો.

" કેમ શેઠ આમ વીલા ?"

" ગઇ કાલે અહીંયાં દરોડો પડયો હતો."

આ માહિતી જાણે ચાવી ચાવીને પચાવતો હોય તેમ ગાયકવાડ નસરવાનના સામું ટગર ટગર જોઇ રહ્યો. થોડીવાર રહીને તે બોલ્યો.

" દરોડો શા માટે પડયો ?"

" મારે ત્યાં ચોરીનો માલ રહે છે તેવી પોલિસને બાતમી મળી હતી.

" પછી કાંઇ હાથમાં આવ્યું ?"

" કબાટમાંથી સોનાની બે બંગડીઓ હાથમાં આવી. મારા કયાં ભોગ લાગ્યા કે મેં આ માલ રાખવા માંડયો!" બેવાઇ ગયેલા રડમસ અવાજે નસરવાન આપવીતી વર્ણવતો હતો. " એ

મહમ્મદીઆએ જ મને આ ધંધામાં નાખ્યો. મેં તેને કેટલીયવાર કહ્યું કે અલ્યા આમાંથી ફસાવાનું આવશે. પણ એ તો બેફિકર હતો. હું પણ ધીરે ધીરે તેની લાલચમાં સપડાયો. ઓછા પૈસા આપવાના વધારે પૈસા લેવાના આ ધંધાના મોહમાં મારો વિરોધ ગળી ગયો અને આખરે આ વારી આવી."

"તો તો તમારે માથે આફત આવવાની"

"આવવાની શું? આવી જ છે–કાલે રાત્રે પકડીને લઇ ગયા હતા. ફરેદુન ન હોત તો આ રેસ્ટોરાંને તાળાં દેવાઇ જાત. હું જામીન પર છૂટીને આવ્યો છું. એ સાલો મહમ્મદીઓ તો દેખાતો પણ નથી. મારી પાસેથી સો રૂપીઆ લઇ રફુચક્કર થઇ ગયો છે પછી મ્હોં જ નથી બતાવતો. હું પોલિસને એનું જ નામ આપી દેવાનો છું. એણે જ સાલાએ આવા ખોટા ધંધા કરાવ્યા."

"પણ શેઠ કરવામાં તમે ખરાને? તમારોય તેમાં સ્વાર્થ હતો. હવે નકામાં રોદણાં શું કરવા રડો છો?"

## [ ૬ ]

અઠવાડિયાના અંતે ગાયકવાડ ઘેર આવી શકયો. એક અઠવાડિયા સુધી તે આ લત્તાની જૂદી જૂદી સ્ત્રીઓને મળ્યો. સહુની આગળ તેણે પોતાની યોજના રજૂ કરી. કેટલાકે તેને હસી કાઢયો; કેટલાકે તેની ઉઘાડી મશ્કરીઓ કરી; કેટલાકે મ્હોંનો સમભાવ બતાવી વ્યવહારૂ મુશ્કેલીઓ રજૂ કરી; કેટલાકે શરુ થાય તો થોડી ઘણી મદદ આપવાની હા પાડી. સૌથી મોટો ટેકો તેને ગૌરીબાઇ પાસેથી મળ્યો. ગૌરી એક મોટા કુટણખાનાની માલિક હતી. તેને ત્યાં ત્રીસ છોકરીઓ હતી. "મારે ત્યાં જેટલા હોય તેટલાને તો હું નહિ જ કાઢું" તેણે ગાયકવાડને વચન

આપ્યું. " તેમની પાસેથી હું રળી છું તો મૃત્યુ સુધી તેમને નિભાવવાનું મને ભારે નથી પડવાનું."

"પણ એટલું પૂરતું નથી. મારે તો તારી પાસેથી વધારે સક્રિય સહાય જોઇએ છીએ. તું એક એવું મકાન લઈ આપ, જ્યાં આ રસ્તે પડેલી સ્ત્રીઓ આવી શકે અને ધંધો ચલાવી શકે. અત્યારે આપણે કદાચ કાયમી વસવાટ ન ચલાવી શકીએ. તોપણ આટલું કરી શકીએ તોય ઓછું નથી. તારા જેવા કમાણીમાંથી અમુક ભાગ આપવાનું નક્કી કરે તો બીજાઓને પણ તેમાં ખેંચી શકાય. અને આ બધાને રાહત આપી શકાય. એમ થશે તો ભાવ નક્કી કરવાનું સુગમ થઇ પડશે."

ગૌરીએ દશ ટકા આપવાનું કબુલ્યું. એક સપ્તાહને અંતે પણ આટલું કરી શકવા માટે સંતોષની લાગણી અનુભવતો તે ઘેર આવ્યો.

ઘરમાં કનૈયાનો કાગળ આવીને પડયો હતો. પત્ર ઉપર આગ્રા પાસેના એક ગામનું સરનામું હતું. પત્ર ટૂંકો હતો. તેમાં લખ્યું હતું.

"હું થોડા દિવસથી નોકરી શોધવા ફાંફાં મારૂં છું, પણ પત્તો લાગતો નથી. બધેથી જાકારો મળે છે. ખેતી કરીને રહેવાની વાત સાવ અવ્યવહારુ લાગે છે. કારણ કે એ માટે પણ પૈસા તો જોઇએને? અહીંયાં મજૂરી પણ નથી કે તે કરીને પેટ ભરું. તમારા આપેલા પૈસા પૂરા થઈ ગયા છે. કાનનના અંગ ઉપરના દાગીના વેચીને થોડા દિવસથી ચલાવીએ છીએ. પણ એમ કયાં સુધી નભશે?

"કાનન ત્યાં આવવાનો આગ્રહ કરે છે. એ કહે છે કે તે સિવાય બીજો છૂટકો જ* નથી. પણ હું હજી છેક હિંમત હારી

નથી ગયો. આ બધાની સામે અનંતકાળ સુધી ઝૂઝવાની મારામાં શક્તિ છે. હું છેક સુધી લડીશ. પણ પાછી કાનનને એ શરમજનક જીવન ગાળવા નહિ આવવા દઉં.

"સુંદરને મારી યાદ આપશો."

ગાયકવાડે પૈસા રાખવાની પેટી ઉઘાડી જોયું તો તેમાં પચીસેક રૂપીઆ પડયા હતા. એ પૈસા લઈ તે કનૈયાને મનીઑર્ડર કરવા બહાર નીકળી ગયો.

## પ્રકરણ ૭ મું

### ( ૧ )

કનૈયાના પત્રની એક સીધી અસર એ થઈ કે ગાયકવાડને રામકુંવર યાદ આવી. ઘણા દિવસથી રામકુંવરની તેણે ભાળ નહતી કાઢી. તે દિવસે કાનનને ત્યાં લઈ ગયા પછી જે વેદનાનો પ્રચંડ આંચકો રામકુંવરે અનુભવ્યો હતો તે જોતાં તેને ત્યાં જવું આવશ્યક હતું—આટલા દિવસમાં એકેય દિવસ તેને ત્યાં ન જઈ શકાયું તે માટે ગાયકવાડને શોક થયો.

તે ત્યાં પહોંચ્યો ત્યારે રામકુંવર મેલું લુગડું પહેરી ઘર સાફ કરતી હતી. તેનું મુખ વિવર્ણ હતું. આંખો થાકથી મ્લાન બની ગઈ હતી. તેનો અસ્તવ્યસ્ત કેશકલાપ પીઠ ઉપર સાગરના ઉછળતા તરંગોની માફક ફરફરતો હતો. તેના કપાળ ઉપર ચિંતાની ગાઢ રેખાઓ અંકાએલી હતી. રામકુંવરના વદન ઉપર વૃદ્ધત્વની અસર સ્પષ્ટ જણાતી હતી. અને આવા પહેરવેશમાં તે સાવ અપરિચિત લાગતી હતી. ગાયકવાડે પહેલાં તો એમજ માન્યું કે આ કોઇ ઘરકામ કરનારી ઘાટણ હશે. પણ તુરત જ તેનો ભ્રમ નાશ પામ્યો.

'રામકુંવર!'

ગાયકવાડના શબ્દોમાં પ્રશ્ન હતો, વિરોધ હતો, ભય હતો.

રામકુંવરે તેને આંખો વડે મુંગો આવકાર આપ્યો. તેના મ્હોં ઉપર વિષાદયુક્ત સ્મિતરેખા દોરાઇ "આવને!" તે થોડીવાર રહીને બોલી. "મારે અહીંના લોકોને મિજબાની આપવાની છે તેની તૈયારીઓ કરૂં છું."

હાથ પકડીને ગાયકવાડે તેને હીંચકા ઉપર બેસાડી. રામકુંવરે આનાકાની કરી પણ ગાયકવાડનો હાથ છોડવવાનું કામ સરળ નહતું. હીંચકા ઉપર તે આરામથી શરીરને લંબાવી આંખો મીંચીને પડી. ગાયકવાડ તેની પાસે જ બેઠો, અને તેના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો. રામકુંવર શાંતિથી જાણે ઘેનમાં પડી હોય તેમ થાક ઉતારતી પડી રહી. અંતરમાં મૃદુતા જાગી હોય તેમ ગાયકવાડ ધીરે ધીરે તેના વાળની લટ સમારતો હતો. આંખોની પાંપણ જાણે શ્રમને છુપાવી દેતી હોય તેમ મૃદુકંપ અનુભવતી હતી. કેવી નિશ્ચિંતતાથી જગતને ભૂલવા મથતી હોય તેવી તે પડી હતી ! આવી નિશ્ચિંતતા તે કોઇ રીતે પણ નહીં મેળવી શકતી હોય.

"મારે મારું કામ પતાવી દેવું જોઇએ." આંખો ઉઘાડતાં તે બોલી, અને હીંચકા ઉપર બેઠી થઇ ગઈ.

આજીજી કરતો હોય તેમ રામકુંવરનો હાથ લઇ ગાયકવાડે પંપાળ્યો. "સૂઇ રહે થોડીવાર. કેટલો બધો થાક ચઢયો છે!"

"પણ ચાલે તેમ નથી". મક્કમ અવાજે જરા હસીને બોલી.

"એટલું બધું શું કામ છે તે આમ માથા ઉપર ટોપલો લઈને ફરે છે?" ગાયકવાડ ઠપકો આપતો હતો.

" કાલે બધાને અહીંયાં જમવા નોંતરવાના છે, ઘર સાફસુફ કરી નાંખવું જોઇએને. આખો દિવસ લગભગ એમાં જ જશે. અને પછીથી સામાન મંગાવવાનો છે. લોકોને કહેણ મોકલવાના છે. મારે આ બધું લગભગ એકલે હાથે જ કરવાનું છે. બોલ ! આમ સૂઈ રહું તો પરવારું કેવી રીતે ?" તે ઊભી થઇ.

ગાયકવાડે તેનો હાથ પકડી વળી હીંચકા ઉપર સૂવાડી દીધી. " કામમાં અને કામમાં કાંઇ મરી ન જવાય. બોલ શું કામ છે? આ તારા ઓરડાઓ હું સાફસુફ કરી નાખીશ." શાંતિથી તું સૂઇ રહે."

રામકુંવરની આભારવશ આંખોમાં સ્મિત પ્રગટયું.

"પણ આ મિજબાની છે શાને માટે તેતો તેં કહ્યું જ નહિ ?"

રામકુંવરના મુખ ઉપર ફરી વિષાદ પ્રગટયો.

" હું આ જગા હવે છોડું છું."

"કેમ ?" ગાયકવાડને આશ્ચર્ય થયું.

" આ જગા ઉપર મારો અધિકાર ઓછો જ છે ? અહીંયાં તો લોકો આવે ને જાય. હું જ અહીંયાં ઓછી અનાદિકાળથી રહેતી આવી છું ? બીજાઓ માટે જગા કરી આપવાની અને બીજાઓએ મારે માટે જ્યાં જગા ખાલી કરી હશે ત્યાં હું જવાની."

ગાયકવાડ તુરત સમજી ગયો. સુંદરના મ્હોં ઉપર જણાતી કાળની અસર તેને આગળ ને આગળ ધકેલતી હતી. રામકુંવર જીવનસંગ્રામમાં નવો મોરચો સ્થાપવા જતી હતી.

"અમારે અહીંયાં એક રીવાજ પડી ગયો છે. જે આ જગા છોડીને જાય તે સહુને એક દિવસ માટે નિમંત્રે–સહુ ભેગા થઇને આનંદ કરે અને જનાર વ્યક્તિને વિદાય આપે. હું ય હવે આ

સ્થાન છોડું છું. એટલે આ મિજબાની". તેના અવાજમાં સ્થાન છોડવાનું દુઃખ જાગતું હતું.

"પણ આમ એકાએક?"

"એકાએક શાનું? એ દિવસ આવતો જ હતો. નસરવાન મારો શેઠ હતો. તેણે હવે મને છોડી દીધી છે. ગળામાં પહેલા જેવી હલક કે મીઠાશ નથી રહી. લોકો મારે ત્યાં આવતા ઓછા થઇ ગયા છે. આ બધું ખર્ચ મારે માટે નિભાવવું ભારે થઈ પડયું છે. આવી સ્થિતિમાં અહીંયાં લાંબો સમય રહેવાય તેમ નથી. એ કારણે મેં આ સ્થાન છોડવાનું નક્કી કર્યું." હૃદયમાં ભરાઇ આવેલો ડૂમો રામકુંવરે ખાળવા પ્રયત્ન કર્યો. પણ આંખની પાંપણે બે અશ્રુબિંદુઓ અટકયાં—વહેલી સવારે ઝાકળનાં ચમકતાં બિંદુ જેવાં.

"તું સૂઇ રહે. હું તારું બધુંય કામ કરી આપું છું." પ્રેમાળ ગાયકવાડ બોલ્યો. અને મમતાથી તેણે રામકુંવરનો હાથ પોતાના હાથમાં લઇ થાબડીને મૂકી દીધો. રામકુંવરે આંખો મીંચી દીધી અને ગાયકવાડ અંદર ગયો. ખમીસ ઉતારી પાયજામો ઉંચો ચઢાવી તે કામે લાગી ગયો. પત્થર ધોવાના હતા, ઘસી ઘસીને સાફ કરવાના હતા. શાંતિથી દોઢ કલાકમાં તમામ કામ પતાવી ગાયકવાડ બહાર આવ્યો ત્યારે રામકુંવર નિરાંતે ઊંઘતી હતી.

ગાયકવાડ ઓછો થાકયો નહતો. તે પણ આરામખુરશી ઉપર આડો પડયો ને તેની આંખ મળી ગઈ. તે જ્યારે ઊઠયો ત્યારે રામ-કુંવર ત્યાં હીંચકા ઉપર નહતી. ઘડિયાળ તરફ નજર કરી તો બપોરના ત્રણ વાગ્યા હતા.

રામકુંવર અંદરથી બહાર આવી.

"કેમ કાંઇ બહુ ઊંઘ કાઢી? કામ કરીને ઘણો થાક લાગ્યો હશે?" તેણે પૂછ્યું.

"ના રે ના" બગાસું ખાતાં ગાયકવાડ બોલ્યો. "હું કામથી પરવારી આવ્યો ત્યારે તું નિરાંતે ઊંઘતી હતી એટલે હું આ ખુરશી ઉપર પડયો અને હુંય ઊંઘી ગયો."

"આજે હું જાણે મારા ઘરમાં હોઉં તેમ મને લાગે છે. ઘણા દિવસે આજે મને બિહારી યાદ આવે છે. તેની સંગે ગાળેલા મીઠા દિવસો આજે તાજા થાય છે." ભૂતકાળમાં નજર કરતી તેની દૃષ્ટિમાં એજ જીવનનાં સખ્ય, સૌહાર્દભર્યાં હતાં. આંખોમાં કુમાશ પ્રગટી હતી.

"હં" ગાયકવાડે ધીમું ઉત્તેજન આપ્યું. બિહારી વિષે એકવાર રામકુંવરે ટૂંકમાં કહ્યું હતું. પણ પછીથી તેની સાથેના જીવનના પ્રસંગો વિષે તે કદી ઇશારોય ન કરતી. એકાદ બે વાર ગાયકવાડે પૂછયું હતું તો પણ તેણે મૌન ધારણ કર્યું હતું.

"તે દિવસે કાનનને જોઈ તું એકદમ કેમ રડી પડી હતી? મને હજીય એ નથી સમજાયું. તેં આ જીવન ઓછું નથી જોયું. પણ આંખમાં આંસુ શા માટે આવવા જોઇએ?"

આજે રામકુંવરના મુખ ઉપરના ભાવ જરાય બદલાયા નહિ. પૂર્વવત્ તેનો ઉલ્લાસ કરમાયો નહિ.

"તારે મારા જીવનના ખૂટતા અંકોડા જોવા છે નહિ?

"હું"

"તારી આતુરતા હું જાણું છું. આજ પછીના જીવનમાં આજના જેવી નિરાંત ન પણ આવે". તે ઉઠીને અંદર ચાલી ગઈ. ગાયકવાડ ભીંત ઉપર ટીંગાડેલા રવિવર્માના ચિત્રો જોવા લાગ્યો. આ ચિત્રો તેણે ઘણી વખત જોયાં હતાં પણ આજે એક ચિત્રે તેનું ધ્યાન ખેંચ્યું હતું. એ ચિત્ર હતું વિશ્વામિત્ર પાસે

બાળકની સોંપણી કરવા જતી મેનકાનું. વિશ્વામિત્ર આંખે આડો હાથ દઇ ઊભા હતા. મેનકા આજીજી કરતી હતી.

"કાનનનું આવું તો નહિ હોય ?" સહસા ગાયકવાડથી મનને સવાલ પૂછાઇ ગયો.

( ૨ )

રહા પીને બન્ને જણાં હીંચકે બેઠાં પગની ઠેસ વાગી અને હીંચકો ચાલવા લાગ્યો.

"મારી વય તે વખતે સત્તર વર્ષની હતી". રામકુંવરે વાત શરુ કરી. તેના મ્હોં ઉપર સ્થિરજળના જેવા પ્રશાંત ભાવ હતા "મારા પિતાના મૃત્યુ પછી અમે ખેતી ઉપર જીવનનિર્વાહ ચલાવતાં એ તો મેં તને એકવાર કહ્યું હતું. બિહારી અમારા ગામના હજામનો છોકરો હતો. હજામનો છોકરો એટલે રંગીલો તો ખરો, રોજ રોજ તે જાતના રંગબેરંગી અવનવીન કપડાં પહેરતો; કાનમાં ગલગોટા નાંખતો અગર માથા ઉપરના લાંબા વાળમાં ગુલાબ ખોસતો. ફેશન-બંધ ઓળેલા વાળમાં સીંચેલા તેલની સુવાસ પાસેથી પસાર થતાં દરેકને મત્ત બનાવતી. તેના શરીરનો ઘાટ આકર્ષક હતો. ચપટું મ્હોં, પોપટીઉં નાક, પ્રવાહી તરલ આંખો, એકવડીઓ કાઠો, અને સૌથી જરુરની એવી મીઠી જીભ–કોઇનેય આકર્ષવા આનાથી વધારે શું જોઇએ ? એ રસ્તામાં ગીત ગાતો કે સીટીઓ વગાડતો ચાલ્યો જતો હોય ત્યારે તેને ઘડીભર નિરખી લેવાનું મન કોઈ રોકી શકતું નહિ.

"એક દિવસ હું નદીએ પાણી ભરવા ગઈ હતી. અમારા ગામથી નદીએ જવાનો રસ્તો સુંદર છે. બે બાજુ રમતા આંબલાની ઘટા વચ્ચે થઇને રસ્તાનો ઢોળાવ ચાલ્યો જાય છે. આંબે એ વખતે નાના નાના મરવા લાગ્યા હતા. રાત પૂરી થઈ ગઈ હતી

પણ કુદરતના અંગ ઉપર તેની છાપ હજીય હોય તેમ વાતાવરણ ભર્યું ભર્યું લાગતું હતું. નદીમાં આથમતા સૂરજના કિરણો વેરાતા હતા. વેરાઈને એકઠા થઇ રંગ સરોવર સર્જતા હતા. નદીના પાણીનો પ્રવાહ સ્થિર, શાંત હતો. પણ આકાશમાં રંગોએ તોફાન માંડયું હતું. હું રંગની લીલા જોતી ત્યાં થોડીવાર બેસી રહી. અચાનક મારા કાન ઉપર ગીતના સૂરો અથડાયા. નદી ઉત્તર બાજુથી વળાંક લેતી હતી. ત્યાં પાણીમાં ઝુલતા ઝાડની ડાળી ઉપર બેઠો બેઠો એક જુવાન ગીત ગાતો હતો. એ જુવાન તે બિહારી હતો. એ ગીતના શબ્દો મને આજેય યાદ છે. તે ગાતો હતો. 'સજની! આવો બસો મોરે મનમેં.' હું મારું મન રોકી ન શકી. ઘડો મૂકીને હું ત્યાં ગઇ. મેં બુમ મારી 'બિહારી!' કોણ જાણે મારી શરમ કયાંય ચાલી ગઈ હતી. તે ગાતાં ગાતાં એકદમ અટકી ગયો અને ઉપરથી મને જોઈ તે ચમકયો.

"સુંદર! તું અહીંયાં કયાંથી?" મારી સાથે વાતચિતનો આ પહેલો પ્રસંગ હતો તેથી તેને સંકોચ થતો હોય તેમ મને લાગ્યું.

"નદીએ આવી હતી—પાણી ભરવા."

"એકલી જ છે?" તે નીચે ઉતર્યો.

"હા! કોઇ સાથે નથી."

"ચાલ મારી સાથે ફરવા" આંખો નચાવતાં તેણે કહ્યું. મેં જરાય વાંધો ન લીધો. એ દિવસે મને રાત ઉપર તિરસ્કાર આવ્યો. કેટલી વહેલી આવી ગઈ હતી! છતાંય ઘેર ગઈ ત્યારે બાએ ઠપકો આપ્યો કે પાણી ભરતાં કેટલી વાર કરી? મેં કશો જવાબ ન વાળ્યો. હું ખુબ આનંદમાં હતી.

આ પ્રસંગ પછી અમે ઘણીવાર મળતાં. જાત જાતના બહાના કાઢી હું ઘેરથી છટકી જતી. છાશનું વલોણું દેવાનું કે ખેતરે જવાનું

કે ગાયોને પાણી પાવા જવાનું કામ હું એકલી જ કરતી. કનૈયો સાથે આવવા કરતો તો તેને સીમમાં આવતાં છોકરાઓ સાથે રમતો મૂકી દઈ બિહારી સાથે ગપાટા તોફાને હું ચઢતી. મારા મામાનું ઘર અમારા ગામથી થોડેક દૂર આવેલા ગામમાં છે. ત્યાં હું હવે એકલી જતી. બા ના કહેતી તો હું છણકો કરી કહેતી કે મને હવે કોનો ભય છે? હું તો એકલી જઇશ ને એકલી આવીશ.

એકવાર હું બપોરના ટાણે મામાને ઘેર જવા એકલી નીકળી. અમારી ગોઠવણ મુજબ બિહારી રસ્તામાં મને મળ્યો. અમે ધીરે ધીરે ખેતરના આડા માર્ગે ફંટાઇને વાતો કરતા ચાલતા હતા. 'તું સાંજે ક્યારે પાછી આવવાની?' તેણે મને પૂછ્યું.

"સંધ્યા ટાણે. પણ કેમ? એવું પૂછવું પડયું? તું તો મારો સમય જાણે છે."

"આજ પૂનમની રાત છે તેની ખબર છે?"

"પણ તેનું શું છે?" હું તેના કહેવાનો ભાવાર્થ ન સમજી શકી.

"તો આજે તારે તારા મામાને ત્યાં જ રહેવાનું." તેની આંખમાં તે દિવસે અજબ ચમકારો હતો. તેના મ્હોં ઉપરનો ભાવ પણ જૂદા જ પ્રકારનો હતો.

"કેમ કાંઇ ખ્યાલ આવ્યો?" તે હસ્યો.

"ના"

"એટલે તારે તારા ઘેર રાત્રે પાછા નહિ જવાનું. આપણે આજની રાત મઝા કરશું. સરસ ચાંદની છે. સરસ નદી છે." તેની આંખમાં માદકતા હતી. તેના કહેવાના અર્થનો મને તુરત ખ્યાલ આવી ગયો.

" ના ! ના ! એવું નહિ ! રાત્રે ઘેર પાછી જાશું નહિ અને પાછળથી બા જાણે તો મારી શી સ્થિતિ થાય તેની ખબર છે ?"

"તેણે મને ખૂબ આગ્રહ કર્યો. તેનું મ્હોં પડી ગયું. તેનો આનંદ કરમાઈ ગયો. મેં આખરે હા ભણી. અમે રાત સાથે ગાળી.

"એકવાર આપણે લપસીએ પછી આગળ જતાં વાર લાગતી નથી. એ રાત છેલ્લી જ ન નીવડી. અમે વારંવાર એ રીતે મળવા લાગ્યા.

"તેનું બીજું શું પરિણામ આવે ? મને ગર્ભ રહ્યો. જ્યારે મને તેની ખબર પડી ત્યારે હું ખૂબ ડરી. બિહારી આવ્યો કે તુરત જ મેં તેને વાત કરી. તે પણ ગભરાયો હતો.

" આપણે પરણી જઈએ. નહિતર લોક આગળ હું શું મ્હોં લઈને રહીશ ?" મેં રડતાં રડતાં કહ્યું.

" મનેય એમ લાગે છે. કે આપણે પરણી જવું જોઈએ. પણ મારી એટલી હિંમત નથી." તેનો અવાજ પણ રડમસ હતો. " પરણીને આ ગામમાં તો આપણે રહી શકીએ તેમ નથી. આપણે બીજે ગામ જ જવું પડે. અને ત્યાં જઈનેય હું તને શું ખવડાવીશ ? મેં આજ સુધી લહેર જ કરી છે. મને મારો બાપીકો ધંધો પણ નથી આવડતો. બીજી મજૂરી કરવા જેટલી શક્તિ ય નથી. લગ્ન કર્યા પછી આપણે સુખી નથી થવાનાં."

" તો તેં પહેલાં કેમ ન કીધું ? પહેલાં મને કેમ ન ચેતવી ?" મેં તેને આજીજી કરવા માંડી.

" હું તને કહેવા કરતો જ હતો. પણ આપણને સાન ન આવત." તે ખિન્ન થયો હતો. તેણે મારી હૃદયપૂર્વક માફી માગી અને વચનમાંથી મુક્ત કરવા કહ્યું. મને તેના ઉપર તિરસ્કાર આવ્યો.

દયા આવી. કેવો કાયર હતો? આજે મને તેની વાત સાચી લાગે છે. અમે લગ્ન કરીને સુખી ન જ થયાં હોત. તેનામાં જીવન ગુજારો કરવા જેટલી શક્તિ જ હતી નહિ. અમારું જીવન આર્થિકભીંસના ખડક ઉપર ભેખડાઈ ભાંગી જાત. આર્થિકભીંસ એ કેવી વસ્તુ છે તેની મને આજે સમજ પડે છે. આજે મને બિહારીનો બહુ દોષ નથી જણાતો. તેની સાથેની મૈત્રીમાં મારી ય સંમતિ હતી. તેને મારે બરોબર સમજી લેવો જોઈતો હતો. જો કે એમ થયું હોત તો હું તેને છોડત નહિ. આજે ય મારું અંતર તેનો સંગ વાંચ્છે છે.

"આમ થયા પછી પણ અમે વારંવાર મળતા. તેનો મારા તરફ પ્રેમ હતો જ. પણ તેનામાં એકરારની હિંમતનો અભાવ હતો. તેણે મને ગર્ભ પાડી નાખવા સૂચવ્યું. એ માટેની દવાઓનાં નામ પણ તે લાવતો. પણ મને એ રસ્તો જ પસંદ નહતો. મેં તેની ના પાડી.

"એ પછી મારા માટે બે જ રસ્તા ખુલ્લા હતા. એક તો મોતનો અને બીજો ગામ છોડીને નાસી જવાનો. મેં બીજો માર્ગ લીધો. જીવન ગાળવાની શક્તિનો અભાવ મારામાં નથી. પણ આપણે ચાહીને જે વસ્તુ કરી હોય તેનું પરિણામ વધાવી જ લેવું જોઈએ. જીવન મળ્યું છે તો તેનો અંત આપણે હાથે કરીને શું કરવા લાવીએ?

"ઘેર હું કાગળ મૂકીને નીકળી ગઈ. સ્ટેશન અમારા ગામથી ચારેક માઈલ દૂર છે. બપોરના મામાને ઘેર જાઉં છું, એમ કહી મેં ઘર છોડયું. બિહારી મને છેક સ્ટેશન સુધી મૂકવા આવ્યો હતો. તેણે મને પચાસ રૂપીઆ આપ્યા. આખે રસ્તે અમે કાંઈ વાત ન કરી પણ ઝાડની છાંયે મૂંગા મૂંગા ચાલ્યા કર્યું. સ્ટેશન થોડે દૂર રહ્યું અને અમે એક ઝાડની છાંયે થંભ્યા. બિહારીની આંખમાં

આંસુ હતાં. "મને માફ કરજે સુંદર! હું મારું પાપ જાણું છું. મેં તને ખૂબ હેરાન કરી છે. મારે લીધે તારે આમ ઘર છોડી ભાગી નીકળવું પડે છે. પણ જીંદગી સુધી હું તને નહિ ભૂલું. મારું જ્યારે કામ પડે, ત્યારે મને લખજે. પૈસા જોઇતા હોય તો મંગાવતાં જરાએ અચકાતી નહિ." મારો હાથ તેણે હાથમાં લીધો અને આંખ પર મૂકયો. થોડીવાર ઊભો રહી તે ચાલી ગયો. જતી વખતે માત્ર મંદ અવાજે તેણે એમ કહ્યું: આવજે. કયાં ય સુધી તેને જતો હું જોઈ રહી. ગાડી આવી અને મારા વતનથી હંમેશને માટે હું દૂર થઈ.

"અહીં આવ્યા પછી બિહારીના સમાચાર મને કનૈયાએ આપ્યા. તેણે આજ પર્યંત લગ્ન નથી કર્યાં. હવે તે ખૂબ શાંત બની ગયો છે. પહેલાની માફક છેલબટાઉ થઇને ફરતો નથી પણ મૂંગો મૂંગો પોતાનું કામ કર્યે જાય છે. હું બિહારીને એટલો તો ઓળખી શકી હતી કે તેનો મારા તરફ અપ્રતિમ અનુરાગ છે. બીજા કોઈને ય તે મારા જેટલા ઉમળકાથી નહિ ચાહી શકે.

"ગામ છોડી હું કાશી આવી. મને એમ હતું કે એકવાર બાળકનો જન્મ થઈ જાય પછી કાંઇક કાયમી કામ ખોળી લઉં. કાશીમાં હું ઘરકામ કરવા જતી અને જીવનનિર્વાહ પૂરતું મેળવી લેતી. બિહારીએ આપેલા પૈસા મેં સાચવીને રાખી મૂકયા હતા. નવ માસ પૂરા થયા અને બાળકીનો જન્મ થયો. તેને એક આશ્રમમાં મૂકી પચાસ રૂપીઆ આપી હું મુંબઇ ચાલી આવી. એ પછીની વાત તું જાણે જ છે. મને મારી છોકરીની સદાય ચિંતા રહી છે. દર મહીને હું તેને માટે આશ્રમમાં અજાણ્યા નામે પૈસા મોકલું છું. તે સારી સંસ્કારી બને તે માટે મારી તમામ શકિતઓ ખર્ચવાનું મેં નક્કી કર્યું હતું. હું એક આ ધંધામાં પડી છું તેટલું પૂરતું છે. એ રીતે હું બધાને સારા રાખી

શકું તો મારા આ જીવનનું સાર્થક થશે તેમ હું માનું છું. પણ મારી આ મનીષા પૂરી થવાની જ નથી. કનૈયો અહીં આવ્યો અને મારી રીત તરફ તેને સાહજિક તિરસ્કાર આવ્યો. કાનન સાથે તે સુખી થશે એમ માની મેં એ જાતના પ્રયત્નો કરવા માંડયા. એ બધું નિષ્ફળ નીવડયું. મેં જીવનમાં કદીય નહિ કલ્પેલી, નહિ ધારેલી વસ્તુ બની ગઈ. તે દિવસે મેં કાનનને જોવા બોલાવી. જોતાં જ હું અવાક્ થઈ ગઈ. મારા દિલે એક આંચકો અનુભવ્યો. કાનન મારી છોકરી હતી. તેના અણસાર ઉપરથી, ગળાના માદળીઆ ઉપરથી, હાથ પરના ચકામાં પરથી મેં તેને તુરત જ પારખી કાઢી. મારા જીવનની સર્વ આશાઓના કોટડાં તે જ ક્ષણે તૂટી પડયાં." રામકુંવર વાત કરતાં અટકી ગઇ અને શાંત થઇ ગઈ. તેના મુખ ઉપર વિષાદ અને ખિન્નતા આવ્યાં. આંખોમાં શોક અને વ્યથા હતાં.

"તે દિવસથી મને પ્રયત્ન કરવાનું મન થતું નથી. નસરવાન ચાલ્યો ગયો તો બીજાને શોધવા મેં કાંઈ જ કર્યું નથી. જાણે મારો કંઠ મારી પાસેથી કોઇ છીનવી લઈ ગયું હોય તેમ મન મૂકીને હું ગાઈ શકતી નથી. ઉસ્તાદ મને વારંવાર કહે છે કે હવે મારા કંઠમાં પહેલા જેવી મીઠાશ રહી નથી. હું તેનેય કાંઈ કહેતી નથી. લોકો અહીં આવતા બંધ થઈ ગયા છે. તેનોય મને રંજ થતો નથી. જીવનનાં પગથીઆં જેમ જેમ આવે તેમ તેમ ચઢી જવા તેવું નક્કી કરીને હું ચલાવ્યે જાઉં છું. એ રીતે હું અહીંથી બીજા જીવનમાં જાઉં છું તો પણ મને હર્ષ કે શોક નથી થતાં."

## ( ૩ )

રાત પડવા આવી ત્યારે ગાયકવાડ રામકુંવરને ઘેરથી જવા નીકળ્યો. રાતનો સમય થવા ન આવ્યો હોત અને રામકુંવરને રોજના વ્યવસાયમાં જવાનું ન હોત તો ગાયકવાડ વધુ સમય ત્યાં બેસત.

ઊઠતાં ઊઠતાં રામકુંવરે તેને કામ સોંપ્યું. "મારે માટે એ રસ્તા ઉપર એક સારું મકાન જોઈ રાખજે. હજી મેં ચોક્કસ સ્થાન નક્કી નથી કર્યું. પણ સારું મકાન મળે તો રાખી લેવું છે."

"મકાન ક્યારે બદલવું છે."

"આ મહિનાના અંત પહેલાં તો અહીંથી ખાલી કરવું જ જોઇશે. વહેલું મળે તો વહેલા જવાની ઇચ્છા છે. કામ શરુ કરવું તો મંગળ ઘડીની વાટ શા માટે જોવી?"

"સારું" કહી ગાયકવાડ નીચે ઉતરી ગયો. ઉતરતાં ઉતરતાં રામકુંવરે તેને મિજબાનીમાં આવવાનું આમંત્રણ આપ્યું: "બરોબર વખતસર આવી જજે. બની શકે તો વહેલો આવજે. કામમાં આવીશ."

રામકુંવરની વાતે જગત સાથેની સુમેળસંવાદિતા થોડોક સમય સારૂ ખંડિત બનાવી દીધી. આ દુનિયાથી દૂરની દુનિયામાં જવાની તેની ઇચ્છા વધુ પ્રબળ બની. માનવીઓને મળવા તરફ તેને કંટાળો આવ્યો. એકના એકજ રસ્તા ઉપર ચાલવું, એકના એકજ માણસો સાથે વાતો કરવી, એકની એકજ હકીકતો કાનના પડદા ઉપર અથડાવા દેવી. એ બધામાં વધેલી નિરસતા આજે તેને દઝાડવા લાગી, દુનિયાની ભીષણતાના અંગારથી દાઝવા કરતાં નિસર્ગની પ્રસન્ન મધુરતામાં રમવાની ઇચ્છા જાગૃત થઇ. બારીઓમાંથી દીવા, ચક, કુંડા, ભિન્ન ભિન્ન મુખાકૃતિઓ; રસ્તા ઉપરના રાહદારીઓ, ઘરાકો ને ભિખારીઓ: એ બધું આજે જાણે તેને વીંછીની માફક ચટકાવતું હોય, બ્હીવરાવતું હોય તેમ તેને લાગ્યું. આ અંધારાના વિઘ્નથી ભાગી પ્રકાશની દુનિયાના વાસી બનવાના પ્રસંગો શા માટે ન કેળવવા?

તે સીધોને સીધો ચાલ્યો જતો હતો—જગતનો છેડો શોધવા નીકળેલા એકલ રાહદારીની ધીરજ અને શાંતિથી.

રાત વિધવાના સૂના અંતઃકરણ જેવી કાળી હતી. દરિયાકિનારે તે આવી પહોંચ્યો. દરિયો ઘૂ ઘૂ કરતો પોકારતો હતો. તેના શબ્દોમાં જીવનની શાશ્વત સજીવન ક્રિયાશીલતાનો ભાસ થતો નહોતો. દીવાદાંડીએ થતા દીવાઓનો થોડે થોડે વખતે પડતો પ્રકાશ દરિયા ઉપર વ્યાપેલા અંધકારની લાલ જીભ જેવો એજ અંધારાને પ્રતિકારતો હતો.

દરિયાના કિનારે આવીને તે બેઠો. પ્રકાશતિમિરના આ તુમુલ સંઘર્ષને જોઇ તેની ગૂંચવાઇ ગએલી તર્કશક્તિ પાછી પાટે ચઢવા લાગી. જગતમાં ઘણીય એવી હકીકતો હોય છે. ન પચાવી શકાય તેવી નક્કર હોય છે. એ હકીકતો આગળ તેને જીવનની લાઘવતા અલ્પતા સમજાઈ; જીવનનો વિગ્રહ સમજાયો અને તે સાથે આ અનંત ઘટમાળમાં માનવીનું સ્થાન આકાશમાં પ્રકાશતા ક્રોટી તારકગણમાંનાં એકાદ તારા જેવું નાનું હોવા છતાંય તેનું ત્યાં અવશ્ય સ્થાન છે જ; તે નિરર્થક નકામું નથી જ તેની પણ પ્રતીતિ થઇ. જીવનને મૂર્છામાં નાંખે તેવી વિરક્તિને પ્રેરે તેવી સાગર–આકાશની લીલા સત્ય હતી તો અંધારામાં ડોકીઆં કરતી આ મહાનગરીની મ્હેલાતો, તેમાં વસતા માનવીઓની લીલા પણ સત્ય હતી. એક જ લીલાને પારખનારા માનવીઓ બીજી લીલાને નહિ સમજતાં જીવનના જૂઠા પંથે ચઢી જાય છે. એક જાય છે હિમાલયની તળેટીએ બેસવા; બીજો જાય છે સાગર, નદીના શરણે

તે હતો તેજ પંથે ચાલ્યા જવામાં સાચો અર્થ સચવાએલો હતો. એજ માર્ગ વ્યાજબી અને યોગ્ય હતો.

તેણે ધીરે ધીરે પોતાના સ્થાન તરફ પ્રયાણ આદર્યું.

લત્તામાં પાછો આવ્યો ત્યારે રાતના ચાર વાગ્યા હતા. બારીઓ બંધ થવા માંડી હતી. અવાજો ઓછા થઈ ગયા હતા. રેસ્ટોરાંમાં ઇરાની ઝોકાં ખાતો હતો. રસ્તા સાવ નિર્જન હતા.

સુંદર વનને મરુભૂમિ બનાવી દેવામાં આવે તેવો આ લત્તાનો દેખાવ હતો—આકાશમાં પરોઢ પડતું હતું, અને આ દુનિયાની સંધ્યા આથમતી હતી.

ઘેર જવાને બદલે તે સીધો ગૌરીને ત્યાં ગયો—અને બારણું ખખડાવ્યાં. આટલો મોડો પણ કોઈક ઘરાક આવ્યો હશે એમ ધારી બે છોકરીઓએ ઝટપટ ઝટપટ વાળ કપડાં સમાર્યાં અને નીચે આવી બારણાં ઉઘાડયાં; ગાયકવાડને જોતાં બન્ને થોડી હતાશ થઈ ગઈ. "અત્યારે ક્યાંથી ?"

"ગૌરીબાઈ ઊંઘે છે કે જાગે છે ?"

"હમણાં જ ઊંઘી ગયા. ઉઠાડું ?" ગાયકવાડનું સ્થાન મોટું હતું તેનો આ બન્નેને ખ્યાલ હતો.

"ના, ના ! ભલે સૂઇ રહે. સવારે જ વાત કરીશું. હું આજે અહીંયાં જ સૂવાનો છું."

તુરત જ તેને માટે યોગ્ય ગોઠવણ થઇ ગઇ. પથારો ઉપરની ચાદર બદલી નાખી હારબંધ પલંગોમાંનાં એક પલંગ ઉપર ગાયકવાડ પડયો.

## (૪)

બપોરે ગૌરી અને ગાયકવાડ મળ્યાં. ગાયકવાડે રામકુંવર વિષે વાત કરી.

"હવે અહીંયાં આ બાજૂ આવવા માંગે છે. તેને માટે એક મકાન શોધવું છે. ખ્યાલમાં છે કાંઇ ?"

"થોડો સમય જોઇએ તો મારે ત્યાં એકાદ રૂમ આપું. બાકી હમણાં આ બાજુ ખાલી હોય તેમ લાગતું નથી. વસતી

ાઘી ગઈ લાગે છે. બધા જ મકાનો ચિક્કાર ભરેલાં છે. પણ તું રામકુંવરને તારી સાથે કેમ નથી લેતો?"

"મેં હજી તેની સાથે એ સંબંધમાં વાતચિત નથી કરી. મને લાગે છે કે તેને એવું નહિ ગમે. હજી તેને અહીંનો પૂરો અનુભવ નથી એટલે તેને આ બધાની સાથે કામ પાડવાનું ફાવે કે કેમ તે પણ શંકાસ્પદ છે."

બન્ને જણા યોજનાની ચર્ચા કરવા બેઠાં. ગાયકવાડે જે રીતે તેણે વિગતો વિચારી રાખી હતી તે મૂકી. યોજના ઘણી સાદી હતી. લત્તામાં ગૌરી જેવી મોટા કુટણખાનાંની માલિકણો પોતાને ત્યાં જે સ્ત્રીઓ હોય તેમને ન કાઢી આપવાનું લખી આપે, એટલે રસ્તા ઉપર જતી સ્ત્રીઓની ભરતી ન થાય. બધાની પાસેથી પૈસા ઉઘરાવી બે એક મકાનો રાખી અત્યારે જે સ્ત્રીઓ હોય તેમને ત્યાં રાખવી અને તેનું સુયોગ્ય સંચાલન કરવું. ગોદી ઉપર જતી સ્ત્રીઓને કાંતો ત્યાં જતાં અટકાવવા કોશિશ કરવી અથવા તો તે બધાને ભેગા કરી ભાવ બાંધી આપવા.

યોજનાના આ ત્રણ મુખ્ય અંગો હતા. તે અંગેની પૂર્વ તૈયારીઓમાં એક તો બધાને મળી પૈસા મેળવવાના; રસ્તામાં ફરતી સ્ત્રીઓની યાદી કરી મકાનમાં બધાને ભેગા થવા સમજાવવાની; એટલાં કાર્ય મુખ્ય હતાં.

ગૌરીએ યાદી કરવાનું અને સહુને ભેગા કરવાનું માથે લીધું. પૈસા ભેગા કરવાનું અને સહુની પાસે લખાવવાનું કામ ગાયકવાડે માથે લીધું.

ગૌરી પાસેથી તેણે સૌથી પહેલી સહી લીધી.

## [૫]

રામકુંવરને ત્યાં થનાર મિજબાનીમાં તે મોડો પહોંચ્યો. રામકુંવર ખૂબ ધમાલમાં હતી. આગલા ઓરડામાં સહુની બેઠક

હતી. તે ઓરડો લગભગ ભરાઇ જવા આવ્યો હતો. રંગબેરંગી સુતરાઉ રેશમી સાડીઓવાળી સ્ત્રીઓ પાન ચાવતી ગપાટા હાંકતી હતી. પાસમાં જેટલા દાગીના હોય તે બધાજ આજ શરીર ઉપર ઓપતા હતા. આ બધાયના સાજીન્દાઓ પણ ઓરડીમાં આમતેમ કોઇકોઇની વચ્ચે જઈને બેઠા હતા. હજી કેટલાક આવવાનાં બાકી હતાં. આજે રાત્રે આખા માળામાં ગાવાનું બંધ હતું. અને મોડી રાત સુધી બધાએ અહીંયાં જ બેસવાનું હતું.

ગાયકવાડ આવ્યો કે તુરત જ રામકુંવરે આવકાર આપ્યો.

"કેમ ગાયકવાડ મોડા મોડા ?"

ગાયકવાડે તેના મ્હોં સામું જોયું. રામકુંવર થાકી ગયેલી હતી. સીધો જવાબ આપવાને બદલે તેણે સૂચના કરી: "હજી મિજબાની તો મોડે શરુ થવાની છે! તું થોડો વખત આરામ લે તો સારું નહિતર તૂટી જવાશે."

"તારા દિલમાં દયા ઘણી જ ઉભરાઇ જાય છે–રામકુંવર આજ તો એવા આનંદમાં છે કે ક્યાંય થાક જણાતો નથી."

રામકુંવરની પડખે ઊભેલી શાંતાએ કહ્યું.

"શાંતા સાચું કહે છે. આજે મને થાક ન જ લાગવો જોઈએ. બધા અહીંયાં આવીને બેઠા હોય ત્યારે હું ઊંઘ્યા કરું તે સારું લાગે ખરું ?" તે હસી અને અંદર ચાલી ગઈ.

ઓરડામાં કોઇકે સારંગી છેડી. શાંતાએ બૂમ મારી: "અરે કોઈ ગાયન તો ગાવ. વાસંતી ! તું કાંઈક ગા."

વાસંતી જાણે કહેવાની જ વાટ જોતી હોય તેમ તેણે માઢની એક ચીજ ગાઈ. વાસંતીને સહુએ વધાવી લીધી. તેણે એક ઠુમરી ગાઇ. એ ગીત ઉપર પણ તાળીઓ પડી. શાંતા ખુશ થઇ ગઇ: "ચીજ

ગાવાની શી મઝા આવે છે! આવો પ્રસંગ હોય ત્યારે જ રમઝટ જામે."

આ મહેફિલમાં ગાવાથી પોતે વંચીત રહેવા નથી માંગતી અને આગ્રહની વાટ જુવે છે તેમ તેના ઉસ્તાદને લાગતા. તુરત જ તેણે રંગ ચઢાવ્યો : "અરે શાંતા! તુમઝી એક ચીજ સૂના દો. કોઇ અચ્છી ગઝલ લેનાં." શાંતાએ જરા આનાકાની કરી પણ વાસંતીએ ટીકા કરતાં તેણે ગઝલ ગાવા માંડી. સહુએ તેમાં તાલ પૂરવા માંડયા અને ગીતને અંતે તો પુનઃ પુનઃ ગવાતી લીટી આખા સમૂહે ઉપાડી લીધી હતી.

નવા નવા માણસો વચ્ચે વચ્ચે આવ્યે જતા હતા. કેટલાકને તો ગાયકવાડ ઓળખતો નહોતો. એક તો કોટપાટલુન, નેકટાઇના સુટમાં આવેલો યુવાન હતો. ગાયનનો શોખીન આ યુવાને આ લત્તા સાથે ઠીક પરિચય મેળવ્યો હતો એ રીતે તેને આમંત્રણ મળ્યું હતું. તે થોડીવાર ગાયકવાડ પાસે ઊભો રહ્યો. પણ ગાયકવાડે કાંઈ ખાસ વાત કરી નહિ એટલે એક ખૂણામાં સિગારેટ ફુંકતો જઇને બેઠો. સમૂહમાંથી એકાદ બે જણાએ તેના તરફ દૃષ્ટિ કરી પોતાની પાસે આવવા ઇશારો કર્યો. પણ પેલા જુવાને અહીંયાં જ ઠીક છે, તેવી જાતનો, ઇશારાથી જ જવાબ પાઠવ્યો. ટર્કિશ બાથમાં કામ કરતી નમણી આંખવાળી મરીઅમે આવતાંની સાથે જ જાહેર કર્યું કે તે દિવસે સવારે તેના બાથ ઉપર ધાડ આવી હતી અને તેની સુદ્ધાંત સાત છોકરીઓ પકડાઈ હતી. બધા ગીત ગાવાનું બંધ કરી બાથની ગંભીર ચર્ચાએ ચઢી ગયાં. શાંતાએ તેમાં પાછી નવી વાત કહી કે સરકાર આવું બધું બંધ કરાવવા માંગે છે. અને વેશ્યાઓની જડ કાઢી નાંખવા માંગે છે. પણ એ વાતે ચર્ચાના ગંભીર સ્વરૂપને પલટી નાંખ્યું. કોઈકે કહ્યું કે આ પ્રધાનોને જ આપણા વગર ચાલવાનું નથી. તો કોઈ

કે એમ કહ્યું કે સહુની માલિકી બધા ઉપર ન રહે, અને એકલા અમલદારો જ ઉપભોગ કરી શકે તે માટેની આ બાજી છે. રામકુંવરે ચર્ચાને પલટો દેવા સારુ શરાબની પ્યાલીઓ મોકલવી શરુ કરી. વાતાવરણમાં તદ્દન નવોજ રંગ આવ્યો. એક બે જણાંએ તો હાથમાં પ્યાલી લઇ નાચવાનું શરુ કર્યું તો કોઈ કે "વહાં"નું દારૂનું દશ્ય ભજવવાની ભલામણ કરી. આ સૂચના એળે ગઇ, છતાં આખો સમૂહ આનંદ ઝોલે ચઢયો હતો. એ ઘોંઘાટમાંય એક પ્રકારની સંવાદિતા હતી. પેલા જુવાને મોટેથી ઘાંટો પાડી એક સૂચના કરી. " કોઈ એકાદ જણ ગાય અને બીજું કોઈક વગાડે. બાકીના બધા નાચે."

શાંતા પહેલી ઊભી થઇ. બે ચાર સારંગીઓ એકી સાથે બજી ઉઠી. તબલા ઉપર ઠેકા દેવાવા લાગ્યા. શાંતાએ ચણીઓ ઘૂમાવી તોડો લીધો. જેટલાને નાચતાં આવડતું હતું તે બધાએ તેનું અનુકરણ કરવા માંડયું. વાતાવરણ ખરેખર જામ્યું.

તબલાના તાલમાં ગતિ વધતી હતી. સારંગીના સૂરમાંથી ઓર સજીવતા વહેતી હતી. નાચનારીઓના ઠમકામાં ને અંગભંગમાં વેગ આવતો હતો.

તબલાવાળો તાલ ચઢાવ્યે જતો હતો. તેની સાથે ન રહી શકે તે પાછાં બેસી જતાં હતાં. પણ શાંતા બરોબર તાનમાં આવી હતી, તે બરોબર ઘૂમતી હતી. અને તબલચીના તાલ ચૂકવવાના પ્રયત્નને નિષ્ફળ બનાવતી હતી.

તેનું મ્હોં લાલઘૂમ થતું હતું. શરાબ અને શ્રમની અસર તેના ઉપર થયે જતી હતી. તેના કપાળ ઉપર પરસેવાના ટીપાં બાઝયા હતા. પેલા જુવાને બૂમ મારી. "શાંતા! બેસી જા! થાકી ગઇ છે તું."

પણ શાંતાએ નાચવાનું ચાલુ જ રાખ્યું. તે હરિફાઈમાં હારવા માંગતી નહતી. તબલચી જો ચગ્યો હતો તો આજે તે જરાય મચક આપવા નહતી માંગતી. રામકુંવર આ હરિફાઈ તરફ ઉદ્વિગ્ન નજરે જોતી બેઠી હતી. હરિફાઇના ભયજનક પરિણામના ખ્યાલથી હોય તેમ તે તબલચી પાસે ગઇ. "ઉસ્તાદ! જરા ધીરેથી લો. મહેરબાની કરીને ધીરી લયમાં આવી જાઓ. આ શાંતા માને એવી નથી અને પછીથી તેને પીડા ઉપડશે". શરાબના અતિ સેવને શાંતાનું શરીર ખરાબ થયે જતું હતું અને તે વારંવાર છાતીની પીડા વિષે ફરિયાદ કરતી.

પણ તબલચી નમતું મૂકવા તૈયાર નહતો. તેના હાથ આજે નવીન શક્તિનો સંચાર થયો હોય તેમ ઝડપથી ફરે જતા હતા.

એકાએક શાંતા જમીન ઉપર ઢળી પડી. તે બેશુદ્ધ થઇ ગઈ હતી. બધા તેની પાસે દોડી આવ્યાં.

સહુ શાંત બની ગયાં હતાં. માત્ર શાંતાનો ઊંડો શ્વાસ લેવાના પ્રયત્નનો અવાજ શાંતિમાં ખલેલ પહોંચાડતો હતો. શાંતાને તરત જ ઓરડામાં લઇને સુવાડવામાં આવી.

ભાવિ વિષે સહુ જાણતા હોય તેમ બાકીનો સમય સહુએ ગંભીરતાથી પૂરો કર્યો. વચ્ચે વચ્ચે વાતચીત થતી પણ તેની રંગત આવતી નહિ. રામકુંવરે સહુને આનંદિત કરવા બેચાર વાર પ્રયાસો કર્યા પણ કોઇનું મન આ આનંદ ઝીલવા તરફ ગયું નહિ. મંત્રવત્ એકાદ બે જણાએ ગાયનો ગાયાં, વાર્તાઓ કહી પણ એ ગંભીરતા ગઈ જ નહિ. શાંતા જેવું જીવન સૌ ગાળતા હતા. તેના રસ્તે એકાદ દિવસ સહુને જવાનું આવશે એવો વિચાર કોઇના ય મગજમાંથી અદૃશ્ય થયો નહિ. મિજબાનીમાં પ્રસન્ન મધુરતા આવી જ નહિ.

મોડી રાતે સહુ વિખરાયા. રામકુંવરને મૈત્રી ચાલુ રાખવા અને સાવધ રહેવા સૂચવી સહુએ વિદાય લીધી.

ગાયકવાડ અને રામકુંવર બે જણાં બાકી રહી ગયાં.

"હવે પાછું ઘર સાફ કરવાનું નહિ?" આસપાસ પડેલી ચીજો તરફ આંગળી ચીંધતાં ગાયકવાડ બોલ્યો.

"હાસ્તો ! બધુંય સાફ કરી નાખવું પડશે. અને પછી વાસંતીને ત્યાં જવાનું."

"કેમ વારૂ ?"

"આજની રાત અહીંયાં નહિ ગાળવાની. મારી ટ્રંક વગેરે તૈયાર કરી મૂકવું છે. બીજું મારે અહીંથી કાંઈ લઈ જવાનું છે નહિ. ઓરડો વાસંતીએ પોતાને માટે રાખી લીધો છે. હવે તો આ ઓરડો મને જ કરડી ખાયને !" થોડીવાર ચૂપ રહીને તેણે ગાયકવાડને પૂછ્યું.

"તેં જગા શોધી કાઢી ?"

ગાયકવાડને ગૌરી સાથે થયેલી વાત યાદ આવી. "સ્વતંત્ર જગા હજી હાથમાં નથી આવી. ગૌરીબાપને ત્યાં એકાદ ખંડ હમણાં તો મળી શકે તેમ છે."

"તો હું ત્યાંજ જઈશ." સર્વ શક્તિ ગુમાવી બેઠી હોય તેમ અસહાય સૂરે તે બોલી.

"તું સૂઈ જા. હું બધું ગોઠવી આપું છું." ગાયકવાડે મદદ આપવાની માગણી કરી.

"ના ! આજે તને શ્રમ આપવો નથી." જીવનની આ ક્ષણોની તે સાવ એકલીજ રહેવા માગે છે એમ ગાયકવાડને લાગ્યું. પણ તે તેને એવી રીતે એકલી રહેવા દેવા માગતો નહોતો.

બન્ને જણાએ મોડી રાત સુધી ઘરમાં ઠીકઠાક કર્યું. રે રાત્રે વાસંતીને ત્યાં સૂવા જવાની જરુર જ ન પડી. કારણ કામમાંથી પરવાર્યાં ત્યારે તો સવાર પડી ગઇ હતી, અને વાસંત શોકાર્દ્ર મોંએ બારણા પાસે આવી તે ઊભી હતી. કાંઇક અમંગળ બન્યું હશે, તેવી કલ્પના બાયકવાડે કરી.

"શાંતા મરી ગઇ." વાસંતીએ સમાચાર આપ્યાં.

પ્રકરણ : ૮ મું

(૧)

ગાયકવાડ રામકુંવરને ઘરથી બહાર જવા નીકળ્યો ત્યાં મહમ્મદનો ભેટો થઈ ગયો. તેનો પહેરવેશ પાછો ફરી ગયો હતો હમણાંજ સલુનમાં જઇ હજામત કરાવી આવ્યો હોય તેમ હજામની નજર બહાર રહી ગયેલા પાવડરના ચાઠાં કોઈ કોઈ સ્થળે રહી ગયાં હતાં. તેના અંગ ઉપર મલમલનું કુરતું હતું. માથે ભૈયા ટોપી હતી. ગાયકવાડની ઉજાગરે ઘેરાયેલી આંખ તરફ વિસ્મયથી જોઇ તેણે ગાયકવાડની પીઠ ઉપર ધબ્બો લગાવી હળવી બુમ મારીઃ "તું માંદો લાગે છે ગાયકવાડ, કેમ આમ નંખાઈ ગયો છે?"

"રાતનો જરા ઉજાગરો છે એટલે લાગે છે."

મહમ્મદ આનંદમાં હતો. બાવડું પકડી ગાયકવાડને તે દોરી ગયો. તે મૂળ સ્વભાવમાં આવી ગયો હતો. ગાયકવાડ સાથે થયેલી તકરાર તે જાણે સાવ વિસરી ગયો હોય તેમ છુટથી મિત્રાચારીભર્યા ભાવે બોલતો હતો.

"આપણે ત્યાં પાછી ચલ્લી આવી. બે દિવસ પહેલાં જ મળી ગઈ. ગીનીઓ વરસવા લાગી છે. યાર ! સારૂં થયું પેલી–કોપેલી કાનનસ્તો–એનાથી હું છૂટયો. તેના કરતાંય આ તો નંબર વન દોસ્ત." આંખોના અભિનય સાથે મહમ્મદ વાતો હાંકતો હતો. "પેલો તારો ભાઇબંધ, શું તેનું નામ? હું તો તેનું નામ પણ ભૂલી ગયો. તેનો હું સાચે જ અહેસાનમંદ છું. તે કાનનને લઇ ગયો અને મારો છૂટકારો થયો." કાનન જવાનો શોક તેને હવે જરાય નહતો. કાનનની જરુર હવે બીજાથી પૂરી પડતી હતી. મહમ્મદ ચલાવ્યે જ જતો હતો.

"એ છોકરો પાછો આવ્યો છે. ગઇકાલે જ મેં તેને જોયો. પહેલાંના જેવો મિજાજ પણ હવે લાગતો નથી. મળે તો કહેજે કે મને તેના તરફ હવે કાંઇ નથી. ઘડીવાર લાગી ગયેલું. શું આ છોકરી છે દોસ્ત !"

મહમ્મદે કરેલી વાતથી ગાયકવાડ ચમકયો. તેના દિલનો શ્રમ અલોપ થઇ ગયો અને.આંખમાં નવો ચમકારો આવ્યો. તેની આગાહી આખરે ખરી પડી હતી ! એ બન્નેને જઇને મળવાની તેને ઉત્કંઠા થઈ. આ મૂર્ખ માણસના અર્થહીન પ્રલાપો સાંભળ્યા કરતાં કોઇક સદ્કાર્યમાં સમય વ્યતિત કરવો એ વધારે ઉચિત હતું.

"કયાં ઉતર્યા છે ?" તેણે પૂછયું.

"બીજી ગલીના નાકે. એક વીશી ઉપર જ મેં તેને જોયો હતો. ત્યાં જ હશે ભાઇસાહેબ. પાસે પૈસા ખૂટયા હશે એટલે પાછા આવ્યા હશે. દુકાન માંડશે પાછી."

"ચાલો સાહેબજી." કામ સરી ગયું એટલે ગાયકવાડ સલામ કરી બીજી ગલી તરફ જવા વળ્યો.

" અરે યાર આવજે ઘેર ! " મહમ્મદે આમંત્રણ આપ્યું. "આ ચમેલીને તું જોઇતો જજે. તારું દિલ બી ખૂશ થશે."

ગાયકવાડે આમંત્રણનો કશો ઉત્તર ન આપ્યો.

## [ ૨ ]

વીશી તરફ તેણે ચાલવા માંડયું. ટેવને કારણે ઘણીવાર વાણીદોષ થાય છે તેમ પગદોષ પણ થાય છે. તેને એમ થયું કે અત્યારે તુરત જઈને એ બન્નેને ન મળવું. બન્ને કફોડી વિકટ સ્થિતિમાં તેના ઉપર રોષે ભરાશે. તેને કનૈયા ઉપર થોડોક ક્રોધ આવ્યો. કનૈયાએ થોડા પૈસા મંગાવ્યા હોત અને ચલાવ્યું હોત તો શું ખોટું થાત ? તેમાંય કદાચ કોઈનો ઉપકાર માથે નહિ ચઢાવવાની ઈચ્છા તીવ્ર બની હશે? એવું હોય તો આ સંજોગોમાં તેની પાસે જવાનું યોગ્ય હોય તો પણ જરુરનું ખરું?

છતાંય તેને પગની ગતિને અવરોધવાની ઈચ્છા ન થઇ. વીશી ઉપર આવી તેણે તપાસ કરી. બન્ને જણાં બહાર ગયાં હતાં. તે ઓરડી આગળ ગોઠવેલી ખુરશી ઉપર બેઠો. આગલા દિવસના શ્રમની અસર તેના ઉપર જણાતી હતી. શરીર કળતું હતું. આંખો બળતી હતી. તેણે ઝોકા ખાવા માંડયા. એકાએક તેની આંખ ઉપર કોઇકનો પડછાયો અંતરાયો. તેણે દૃષ્ટિ સ્થિર કરી જોયું. કાનન આવતી હતી. ગાયકવાડને જોતાં જ તે બોલી "તમે આવી પહોંચ્યા ? તમને કયાંથી ખબર પડી ?" તેનો અવાજ એવો જ ઉમળકાહીન આનંદહીન હતો. તેનું મ્હોં આટલા દિવસના તાપે વધુ શ્યામ વધુ ફીકકું પડયું હતું. વિટંબણાઓને બોજે તેની જડતાને કાયમની બનાવી દીધી હોય-હીમ પડે અને ઝાડ કાયમને માટે ઠુંઠું થઈ જાય તેમ-એ ફીકાશ ઉપરથી લાગતું હતું. માત્ર તેનો અવાજ એવો જ મધુરો હતો. તેમાં જરાય ફરક પડયો નહતો.

" મને રસ્તામાંથી ખબર મળ્યા અને હું સીધો ચાલ્યો આવ્યો."

" હું ગઈકાલે આવી. કનૈયો પરમ દિવસે ગોઠવણ કરવા આવ્યો."

બન્ને અંદર આવ્યા. ખૂણામાં બિસ્તર ટ્રંક પડયા હતા. એ સિવાય બીજો સામાન નહતો. કાનને બિસ્તર ખોલી બીછાવ્યો. બન્ને જણા તેના ઉપર બેઠાં. ઊંઘ ટાળવા ગાયકવાડે સિગારેટ સળગાવી. તેની ધૂણીમાં જ તે જાણે પ્રશ્ન પૂછતી હોય તેમ કાનન બોલી.

"આખરે અમે થાકયાં. આજ સુધી કનૈયો ગમે તેમ કરીને મારું પોષણ કરતો હતો. તેણે મારા માટે ખૂબ જ મહેનત કરી પણ કયાંય જોગ ન ખાધો. હવે હું તેને પોષીશ. પેટ તો ભરવું જ જોઇએ ને!" અંતરીક્ષમાંથી અવની ઉપર તૂટીને ચાલ્યા આવતા વિમાન જેવી ગતિથી તેણે જમીન ઉપર મુખ ઢાળી દીધું.

"આખરે તો તમે કહેતા હતા તેજ વધારે સાચું હતું. અને વધારે વાર રહ્યા હોત તો લઢી પડત. એકબેવાર કનૈયો ગરમ થયો પણ હતો."

"કનૈયાએ કેમ કરીને માન્યું?"

" મેં જ તેને વિનવ્યો. બબ્બે દિવસના નકોરડા ઉપવાસે વિનંતિ માન્ય રાખવાની તેને ફરજ પાડી. હતાશ થઇ તેણે હા પાડી. મારી પાસે થોડાં રેશમી કપડાં હતાં તે અમે વેચી દીધાં અને અહીંયાં આવી પહોંચ્યા."

"કનૈયો કયાં ગયો છે?"

"તે ઓરડીની તપાસ કરવા નીકળ્યો છે. એક બે દિવસમાં જ પેશો શરુ કરી દેવો જોઇએ. હવે ઢીલ શીદ કરવી? તમારા ધ્યાનમાં કોઇક સારી જગ્યા હોય તો કહો?"

ગાયકવાડ વિચારમગ્ન હતો. પોતે વિચારી રાખેલી યોજનામાં કાનનને ન ગોઠવી શકાય? સુંદર માટે પણ જગ્યાનો સવાલ હતો. બીજા કેટલાને એ સવાલ મૂંઝવતો હતો. સહુ તેની યોજનામાં બરોબર ગોઠવી શકાતા હતા. શા માટે આવા શુભ કામની સત્વર શરુઆત ન કરવી?

"એવી કોઈ ખાસ જગા ધ્યાનમાં નથી. કોઈકની સાથે રહેવાની કદાચ ગોઠવણ થઇ શકે." તેણે કાનનને ચકાસવા માંડી

"એમ તો એમ. આમને આમ બે દિવસથી વધારેવાર અહીંયાં રહેવાય તેમ નથી. આજે જ જો કોઈ જગા નહિ મળે તો મારે રસ્તો શોધવો પડશે. આ વીશીવાળાને ભાડું આપવા જેટલા પૈસા તો મેળવવાજ પડશે."

દાદરો ખખડાવતો અવાજ આવ્યો. "કનૈયો આવ્યો લાગે છે?" કાનન ઓરડામાંથી બહાર આવી.

કનૈયો અંદર આવ્યો. ગાયકવાડને જોઈ તે કશું ન બોલ્યો. માત્ર ધીમી ગતિએ સલામસૂચક ઈશારો કરતો હાથ ઉંચો કરી નિરાશાનો, દુઃખનો શ્વાસ નીચો મૂકતો ટ્રંક ઉપર બેઠો. તેનું શરીર સાવ કંતાઇ ગયું હતું. આંખનો અગ્નિ સાવ ખૂંપાઇ ગયો હતો. તેની રાખ પણ ઊડી ગઇ હતી. તેનો જુસ્સો જીવને વેઠેલી અથડામણોમાં જ. અટવાઇને અવસાન પામ્યો હતો. ગાયકવાડ તેની પાસે જઇને બેઠો અને સ્નેહથી તેના ખભા ઉપર હાથ મૂકી બોલ્યો.

"કાનન જરા નીચે જઇને ચહાનું તો કહે." તેણે ગજવામાંથી બે આની કાઢી કાનન તરફ ફેંકયા. ઈન્કાર કર્યા સિવાય કાનને પૈસા ઉઠાવી લીધા અને નીચે ગઈ.

"કેમ પછી કાંઇ જગા મળી?" જૂની વાત યાદ કરાવીને ટોણું મારવાની ઇચ્છા કનૈયાને જોતાંજ નાબૂદ થઈ ગઈ હતી.

"કાંઈ ઠેકાણું નથી પડતું. એકાદ બે ઓરડા ખાલી છે પણ ભાડું વધારે માંગે છે. એટલું બધું ભાડું ક્યાંથી આપવું ? બહાનું આપવા જેટલાય પૈસા મારી પાસે નથી" હતાશાની પરિસીમાએ એ પહોંચ્યો હોય તેમ તેની સૂની આંખો આંસુએ રંગાઈ ગઈ. પણ એ આંસુ બહાર ઉભરાયા નહિ, આંખની દુનિયામાંજ શાહ-બર રૂપે રહ્યાં.

"એમાં આટલો બધો મૂંઝાય છે શું ? હું પ્રયત્ન કરીને ગોઠવી આપીશ."

"હું સુંદર પાસે જઈ આવ્યો." આંખમાંથી આંસુના બિંદુ જમીન ઉપર ટપક્યા. "મારો નિર્ણય મેં તોડયો: જેમ બીજા બધા તૂટી ગયા તેમ આ પણ તૂટી ગયો." તે થોડીવાર ચૂપ રહ્યો. તેણે બાંય વડે આંસુ લૂંછી નાખ્યા.

"તે પણ હવે આ ધંધામાં જ જવા માંગે છે"

"મને ખબર છે."

"તેણે કાનનને પોતાની સાથે લેવા હા પાડી છે—હું નક્કી કરીને આવ્યો છું."

કાનન ઉપર આવી ગઈ હતી. ત્રણે જણાંએ સાથે બેસી ચહા પીધી. ચહા પીતાં પીતાં જ ગાયકવાડે તે દિવસથી જ યોજના અમલમાં લાવવાનું નક્કી કરી નાખ્યું—ચહા પીને તે ઊઠયો.

"હું બપોરે પાછો આવીશ, બનતાં સુધી સાંજ સુધીમાં તમે ઠેકાણે પડી ગયા હશો." ઊઠતાં ઊઠતાં તે બોલ્યો.

"પણ શું છે તે તો કહો ?" કનૈયાએ પૂછ્યું.

"બપોરે વાત." તે સડેડાટ નીચે ઉતરી ગયો.

પહેલું જ કામ તેણે ગૌરીને મળવાનું કર્યું. થોડીક રકઝક પછી ગૌરી તેની સાથે સંમત થઇ ને આજે જ મકાન રાખી યોજના અમલમાં લાવવી જોઇએ, ગૌરીના મકાનનો જ એક ભાગ હમણાં તો વાપરવો તેમ નક્કી થયું. ગૌરીના કબજામાં લગભગ આખો માળો હતો. તેની જમણી પાંખ આ કામમાં આપવા ગૌરીએ હા પાડી. સાંજ સુધીમાં મકાનને શણગારી તૈયાર કરવાનું ગૌરીને સુપ્રત કરી તે રામકુંવરને મળવા ઉપડયો.

રામકુંવર વાસંતીને ત્યાં જ હતી. તે ગાયકવાડની રાહ જોતી હતી. આવતાં જ તેણે કનૈયા વિષે વાત કરી.

"હું તેને મળીને આવ્યો છું."

"હવે તારે મા દિકરી બન્ને માટે ગોઠવણ કરવી પડશે."

રામકુંવરે હસવા પ્રયાસ કર્યો પણ હાસ્યરેખાએ માત્ર એના ગાલમાં એક નમણો ખાડો જ પાડયો.

"એ ગોઠવણ કરીને જ આવ્યો છું."

ગાયકવાડે પોતાની યોજના રામકુંવર આગળ મૂકી. રામકુંવર આ બધાની ભાળ રાખવાની, આ મકાનનું સંચાલન કરવાની જવાબદારી માથે લ્યે, તો એક મોટી ગૂંચ ઉકલી જાય તેમ હતું. રામકુંવરે તડકો છાંયડો જોયો હતો છતાં તેણે આ જીવન માટે અમુક આદર્શો રાખ્યા હતા. રામકુંવરે ઘણી જલદીથી હા પાડી.

"આજ સાંજ સુધીમાં તારે ત્યાં આવી જવાનું. મકાન તમારાથી ગમ્યું છે કે નહિ તે જોઇ લેવાનું."

"કેમ આજથીજ શરુ કરવું છે?"

"ધરમના કામમાં ઢીલ શી? આજ રાતથી શરુ કરો."

"જેવો આપ સાહેબનો હુકમ."

બપોર પછી તે કાનન પાસે જઈ શકયો. કાનન અને કનૈયો બન્ને ઘેર જ હતા. ગાયકવાડે આખી વાત કરી. બેમાંથી કોઇ કાંઇ ન બોલ્યું. ન કોઇએ તેમાં રસ દાખવ્યો.

"મને બધુ મંજુર છે." કાનને છેવટે જવાબ આપ્યો. તેને હવે બીજો કશો રસ નહતો રહ્યો.

દુનિયાં આ અંધારખુણાસમા વિભાગમાં અંધારાની આંખો જેવી રાત ઊઘડતી હતી. દીવાઓ બારીએ બારીએ ઝગતા હતા. માણસોથી ઊભરાતી ૬ નંબરની ટ્રામ પોતાનો બોજ અહીં ઠાલવી શરદની હળવી ફોરી વાદળી જેમ દૂર ભાગતી. બારીએ બેઠેલી રૂપયૌવનાઓ સાથે આંખ મિલાવતા મિચકારતા લોકો આંટા મારતા હતા. હજી રીતસરનો વેપાર શરુ થયો નહતો. પણ દલાલો ઘૂમતા હતા. બારીમાંથી બોલ આપતા હતા. આવો ઉલ્લાસ હિલ્લોલ શહેરમાં બીજી કોઇપણ જગાએ ભાગ્યે જ જણાતો હશે.

એ રાતે રોજના જેટલો જ ત્યાં આનંદ હતો. રોજના જેટલી જ મસ્તી હતી. માત્ર રસ્તામાં રસ્તો શોધનારી પેટની વેઠ માગતી એકેય સ્ત્રી ન મળી. તેવીના શોધ કરવા આખા દિવસની પૂંજી એકઠી કરી અહીં આવેલા ભિખારી ગાળો દેતા છેક મોડી રાતે ચાલી ગયા.

મા દિકરીને એક છાપરા નીચે મેળવી આપ્યાનો સંતોષ દીવાની હજાર આંખોમાં કળાતો હતો.

રાત પડી ગઈ હતી.